# હિંદની આર્થિક કટોકટી અને તેનો ઉપાય




પિપલ્સ પબ્લીશીંગ હાઉસ લી., મુંબઇ.

કિંમત ૬ આના

મુદ્રક:
એમ. બી. રાવ
ધી 'ન્યુ એજ' પ્રેસ
૧૯૦ બી. ખેતવાડી,
મેઇન રોડ, મુંબઇ ૪

પ્રકાશક:
એમ. બી. રાવ
પીપલ્સ પબ્લીશિંગ
હાઉસ લિ. રાજભુવન
સેન્ડહર્સ્ટ રોડ, મુંબઇ

અનુવાદક:
અરૂણ ચંદારાણાં

★

ફેબ્રુઆરી, ૧૯૪૮

# હિંદની આર્થિક કટોકટી અને તેનો ઉપાય



મૂડીવાદની યુદ્ધોત્તર કટોકટી ઔદ્યોગિક તેમજ સાંસ્થાનિક દેશો પર પોતાની જાળ ઝડપભેર ફેલાવી રહી છે.

જે અમેરિકાએ યુદ્ધ દરમિયાન પોતાની ઉત્પાદન શકિત ૫૦ ટકા વધારી હતી, એ જ અમેરિકાએ આવી રહેલી કટોકટીની અસર સૌથી પહેલી અનુભવી. આજે તે અતિ ઉત્પાદનની કટોકટીમાંથી પસાર થઈ રહ્યું છે–ઉત્પન્ન થયેલો માલ ન વેચાવાની, લાખોને માટે પોતાની રોજી ગુમાવી બેકાર બનવાની પરિસ્થિતિ ત્યાં ઊભી થઇ છે.

એથી, બીજા દેશોને લોન આપી, તેમના પર વ્યાપારી કરારોની એકહથ્થુ શરતો લાદી અર્ધ ગુલામ દેશોની એક મજબૂત દિવાલ ઊભી કરી દુનિયાનાં બજારોને સર કરવાના અમેરિકાએ મરણિયા પ્રયાસો શરૂ કર્યા છે.

યુરોપની જરૂરિયાતનો અને ક્રાંતિકારી જનજુવાળે યુરોપના પ્રત્યાઘાતીઓમાં જે ડર પેદા કર્યો છે તેનો લાભ ઉઠાવી, અમેરિકા તે તે દેશોની પ્રત્યાઘાતી સરકારોને સ્થિર બનાવવા નાણાંની તેમજ અનાજ વગેરેની સહાય આપવા તૈયાર છે; પરંતુ આ મદદના બદલામાં અમેરિકાની એક જ શરત છે—અને તે એ કે આ તમામ દેશો અમેરિકાના પિઠ્ઠુ બને અને યુરોપનાં ક્રાંતિકારી તેમજ સમાજવાદનાં બળોને મારી હઠાવે.

ચીનમાં ચ્યાંગ–કાઈ–શેકની સરકારને ટેકો આપનાર અમેરિકા આ જ નીતિ અખત્યાર કરી રહ્યું છે; અને ચીની કમ્યુનિસ્ટ પાર્ટીની આગેવાની હેઠળનાં ચીનનાં લોકશાહી બળો સામેના આંતર–વિગ્રહમાં તે ચ્યાંગની સરકારને મદદ કરી રહ્યું છે.

અમેરિકાનું હરીફ બ્રિટન બજારો સર કરવાની લડતમાં આજે ખૂબ જ પાછળ રહી ગયું છે. આજે એને અમેરિકાની લોન પર જીવવું પડે છે; બ્રિટનના

કામદારોનું જીવન ધોરણ નીચું લાવીને અને નિકાસ વધારીને આજે તે હરીફાઈ કરવાની પોતાની શકિત ટકાવી રાખવાના મરણિયા પ્રયાસો કરી રહ્યું છે.

ઉત્પાદન વધી જાય ને કટોકટી ઉભી થાય એવી પરિસ્થિતિ હજી બ્રિટનમાં ઉભી થઈ નથી. એટલે, બ્રિટનની કટોકટી, આજનો તેનો શાહીવાદી દરજ્જો ટકાવી રાખવાની, બ્રિટનના કામદારો ને સામાન્ય જનતાના ભોગે શાહીવાદી નફાઓ માટે બજારો હાથમાં રાખવાની કટોકટી છે.

યુદ્ધના વખતની જબરી માંગનો જમાનો હવે પૂરો થયો છે. યુધ્ધમાં મદદ કરવાને નામે મૂડીવાદીઓ બેમર્યાદ નફાઓ કરતા એ કાળ હવે ચાલ્યો ગયો છે. લોકો હંમેશને માટે જબરા નફાઓ આપી શકે નહિ. એટલે, શાહીવાદી દેશોના મૂડીવાદીઓ પોતાના માલ માટે સંસ્થાનોમાં—પછાત દેશોમાં, યુદ્ધમાં ભરખાઈ ગયેલાં યુરોપના દેશોમાં નવાં બજારો શોધવા હવે ઝડપભેર પ્રયાસો કરી રહ્યા છે.

અમેરિકા કે જેણે વધુ ઉત્પાદન કર્યું છે તેણે આમાં આગેવાની લીધી છે; કારણ, તેણે મોટાં બજારો શોધવા જ રહ્યાં; નહિતર તૂટી પડે એવી એની સ્થિતિ છે. બ્રિટન કે જેનું ઉત્પાદન અત્યારેય યુધ્ધ પહેલાંના વખત કરતાં ઓછું છે તેણે ય હવે આ દોડમાં શામેલ થવું જ રહ્યું; નહિતર કાયમને માટે પોતાનાં બજારો ગુમાવવાની તેને માટે પરિસ્થિતિ ઉભી થઇ છે.

બજારો માટેની આ દોડ—કટોકટીમાંથી ઉગરી જવાના આ પ્રયાસોની પહેલ વહેલી અસર જો કોઇ પર પહોંચી હોય તો તે કામદારો અને જનતાના જીવન—ધોરણ પર પહોંચી છે. અમેરિકામાં, હમણાં છેલ્લા મહિનાઓમાં ખરેખરી રોજીને ઘટાડવામાં આવી છે; અને કામદારોની હડતાળો પર પ્રતિબંધ લાદવામાં આવ્યો છે. બ્રિટનમાં, કઠીન જીવન જીવવાનો આદેશ આપવામાં આવ્યો છે; અને જીવન ધોરણમાં ઘટાડો કરવામાં આવ્યો છે.

આ રીતે, અમેરિકા કે બ્રિટન કટોકટીનો ઉકેલ કરી શકે તેમ નથી. સોવિયેતના અર્થશાસ્ત્રી વાર્ગાના બતાવ્યા પ્રમાણે, અમેરિકાનું વધારાનું ઉત્પાદન ઓછામાં ઓછું લગભગ ૩૦૦૦૦ અબજ ડોલર જેટલું છે; જ્યારે કટોકટીમાંથી પસાર થઇ જવા તેણે ઘડી કાઢેલી માર્શલ યોજના દ્વારા તે દર વરસે ૬૦૦૦ અબજ ડોલરનો માલ વાપરવાની આશા રાખે છે!

("ન્યુટાઈમ્સ:" મોસ્કો, ૨૪ સપ્ટેમ્બર, ૧૯૪૭)

એટલે, અમેરિકા તૂટી પડે એવી પરિસ્થિતિ અનિવાર્ય છે.

હિંદ મૂડીવાદી દુનિયાનો એક ભાગ છે; મૂડીવાદી સમાજ રચનાના તમામ કાયદાઓ, એક સાંસ્થાનિક દેશને લાગુ પડે છે તે પ્રમાણે હિંદને ય એ લાગુ પડે છે. એટલે, હિંદ પણ આ કટોકટીમાંથી ઉગરી શકે તેમ નથી. હિંદ પર ગંભીર આર્થિક કટોકટી તો ક્યારની ય ઉતરી ચૂકી છે; એટલે, મૂડીવાદી સંબંધોમાંથી પોતાની જાતને મુક્ત કરી તે નવો રાહ અખત્યાર નહિ કરે તો, અમેરિકામાં એક મોટો આંચકો આવતાં હિંદ પર તેની જબરી અસર થશે.

## કટોકટીનું સ્વરૂપ

એક વસ્તુ સાફ હોવી જોઈએ. ખૂબ જ ઉંડી ગયેલી આર્થિક કટોકટીના ઓળા માત્ર હિંદ પર જ પથરાયા છે એવું નથી. આર્થિક કટોકટીએ તો પોતાના ઓળા તમામ મૂડીવાદી દેશો અને સંસ્થાનો પર–સોવિયેત સંઘ અને પૂર્વ યુરોપનાં લોકશાહી રાજ્યો સિવાયના એકેએક દેશ પર લંબાવ્યા છે. ખુદ મૂડીવાદની યુધ્ધોતર કટોકટીનો એ એક ભાગ છે.

સાથોસાથ, હિંદની કટોકટીની કેટલીક વિશિષ્ટતાઓ પણ છે. હિંદનું આર્થિક તંત્ર સાંસ્થાનિક છે. શાહીવાદી રાજકર્તાઓએ આ તમામ વરસો દરમિયાન હિંદનો આર્થિક વિકાસ રૂંધ્યો હતો; દેશની ખેતીમાંયે તેમણે જમીનદારી પ્રથા જીવતી રાખી હતી; અને એ રીતે ખેતી તેમજ ખેડૂતને પાયમાલ કરી હિંદી માલ માટેનું બજાર સાંકડું બનાવ્યું હતું. હિંદનું ઔદ્યોગીકરણ પણ એકધારું થયું નથી; રેલ્વે અને કાપડ મિલો—આ બે ઉદ્યોગોમાં જ વધુમાં વધુ સંખ્યામાં કામદારો કામ કરે છે એ હકીકત આ વાતની સાક્ષી પૂરે છે. કોલસા, લોઢું અને પોલાદ વગેરે ઉદ્યોગો ખૂબ જ પાછળ રહ્યા છે. પરિણામે, હિંદમાં મશીનરી બનાવવાનો ઉદ્યોગ ભાગ્યે જ ઉભો થયો છે.

હકીકતે ઉદ્યોગ અને ખેતીની દશા જાણીબૂઝીને એવી રાખવામાં આવી છે કે હિંદ બ્રિટન ઉપર આધાર રાખતું જ રહે. દુકાળ, કાયમી ગરીબી, અનાજ અને ઔદ્યોગિક ચીજ વસ્તુઓ ખરીદી શકવાની લોકોની અશક્તિ અને અછત હિંદની પછાત દશાના અર્થતંત્રનાં આ સતત લક્ષણો રહ્યાં છે; એણે હિંદને સામંતશાહી બંધનોમાં જકડી રાખી તેના ઉદ્યોગોનો ઉપર છેલ્લો વિકાસ થવા દીધો છે.

સતત રીતે, પેટ પર પાટા બાંધી જીવવાની આ પરિસ્થિતિ, યુદ્ધકાળના અર્થતંત્રનો ભાંગીને ભૂકો બોલી જતાં દસ ગણી વધુ ઉગ્ર બનવા પામી

છે. શાહીવાદની ફુગાવાની નીતિએ લોકોની ખરી રોજીને કમ કરી નાખી; લોકોને ખૂબ જ જરૂરી એવો માલ, છેતરીને બળજબરીથી હિંદમાંથી બ્રિટન ઘસડી લીધો. આ રીતે, શાહીવાદે હિંદી જનતાની વ્યવસ્થિત લૂંટ ચલાવી. હિંદની સ્ટર્લિંગ થાપણ આજે રૂા. ૧૫૦૦ કરોડ બ્રિટનમાં એકઠી થઈ છે. એના પરથી જ આ લૂંટ કેટલા પ્રમાણમાં થઇ છે એનો ખ્યાલ આવી શકશે. આ બધાને પ્રતાપે સામાન્ય આદમીને વધુમાં વધુ વેઠવું પડયું—ખેડૂત, કામદાર અને મધ્યમ વર્ગી નોકરીઆત માણસને અપૂરતું રાશન, કાળાં બજાર, અછત અને જીવનની જરૂરિયાતની તમામ ચીજ–વસ્તુઓના દુકાળને લીધે ઘણું સહન કરવું પડયું. ખેડૂતો લાખોના હિસાબે મોતનો ભોગ બન્યા અને પોતાનાં ઓજારો, ઢોર–ઢાંખર તેમજ જમીન સમેત તમામ ચીજ–વસ્તુઓ ગુમાવી બેઠા.

● સામાન્ય આદમીને ખૂબ જ સહેવું પડયું; જ્યારે મૂડીદારી વર્ગ, પહેલાં કદિય ન બન્યો હોય તેટલો સમૃદ્ધ બન્યો. તેના નફા અનેકગણા વધ્યા. માત્ર થોડાં જ વરસોમાં મૂડીદારોએ પોતાની કુલ રોકડ થાપણ કરતાં યે વધુ નફા કર્યા.

● આમ, આજની કટોકટી, લોકોને છેતરીને પડાવી લેવાની લાંબી પ્રક્રિયાનું સીધે સીધું પરિણામ છે.

આ વરસે ૪૫ લાખ ટન અનાજની કુલ્લ ખાધ છે અને ૧૯૪૪–૪૭નાં વરસો દરમિયાન આપણે આયાત પર ૧૨૭ કરોડ રૂપિયા ખર્ચ્યા છે.

યુદ્ધ દરમિયાન, જેટલા લોકો કામ પર હતા તેટલા આજે પણ છે; પરંતુ, ઔદ્યોગિક ઉત્પાદન ઉત્તરોત્તર ઘટયું છે-અને આજે તે ૧૯૪૩–૪૪ ની કક્ષાએ આવી ઉભું છે. જે આંકડાઓ આપવામાં આવે છે તે આ ઘટાડાને વધુ પડતો બતાવવા માટે અપાય છે. કેટલીક બાબતોમાં તો, માલ કાળાંબજારમાં ધકેલી શકાય એ માટે સાચા આંકડા બતાવવામાં આવતા જ નથી. કાપડ ઉદ્યોગ આનો ખાસ દાખલો નથી. કાપડ–ઉદ્યોગના ઉત્પાદનના આંકડાઓને વિવેચકોએ ખૂબ જ નીચા ગણ્યા છે; કેમકે ઉત્પાદન માટે વપરાયેલા રૂના આંકડા સાથે એનો કોઈ મેળ ખાતો નથી.

એ છતાં યે, સત્તાવાર રીતે પ્રગટ થયેલા આંકડાઓ નીચેની હકીકત કહી જાય છે:

## કુલ ઔદ્યોગિક ઉત્પાદન

(હજાર ટનમાં)

| માલ | ૧૯૩૯–૪૦ | ૧૯૪૩–૪૪ | ૧૯૪૪–૪૫ | ૧૯૪૫–૪૬ | ૧૯૪૬–૪૭ |
|---|---|---|---|---|---|
| શણની પેદાશ | ૧૨૭૭ | ૧૦૬૮ | ૧૦૯૭ | ૧૧૧૪ | ૧૦૪૨* |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ગાળેલું લોઢું | ૧૮૩૮ | ૧૬૮૭ | ૧૩૦૩ | ૧૪૮૯ | ૧૩૬૪* |
| સોખંડના સળિયા | ૧૦૭૦ | ૧૩૬૬ | ૧૨૬૬ | ૧૩૧૩ | ૧૧૯૯* |
| પોલાદ | ૮૦૪ | ૯૭૮ | ૯૨૩ | ૯૪૯ | — |
| સીમેન્ટ | ૧૭૩૩ | ૨૧૧૨ | ૨૦૪૪ | ૨૧૫૧ | ૨૦૧૬* |
| સુતરાઉ કાપડ (લાખ વારમાં) | ૪૦૧૨૦ | ૪૮૭૧૦ | ૪૭૨૭૦ | ૪૬૭૬૦ | ૩૮૬૩૦* |
| સાકર | ૧૨૬૮ | ૧૨૨૪ | ૯૬૦ | ૯૫૮ | ૯૨૧ |
| કોલસા | ૨૯૩૮૮ | ૨૫૫૧૧ | ૨૬૧૧૭ | ૨૬૪૮૯ | ૨૬૨૧૮* |
| કાચું લોઢું | ૩૧૬૬ | ૨૬૫૫ | ૨૩૬૩ | — | — |

(હિંદ સરકાર તરફથી પ્રસિધ્ધ થયેલ, સ્ટેટિસ્ટિક્સ રિલેટીંગ ટુ ઇન્ડિયાઝ વોર એફર્ટ: ૧૯૪૭. *'ટાઇમ્સ ઓફ ઇન્ડિયા': ૩૦ ઓગસ્ટ, ૧૯૪૭)

જે દેશ સતત પેટે પાટા બાંધી જીવતો હોય, જે દેશની મોટા ભાગની જનતાને એક યા બીજે વખતે તમામ પ્રકારના માલનો દુકાળ વેઠવો પડતો હોય, જે દેશના લોકોને પોતાની જરૂરિયાત સંતોષવા પૂરતું કાપડ નમળતું હોય કે રહેવા સ્વચ્છ ઘર ન મળતું હોય તેને માટે તો આ ઘટાડો ખૂબ જ ચોંકાવનારો કહેવાય.

એનો અર્થ એ કે, જે લોકોને અત્યારે ય દુકાળ જેવી સ્થિતિમાં જીવન ગુજારો કરવો પડે છે અને જેમને દિવસે આઠ આનાથી બાર આના જેટલી અને કેટલીક જગ્યાએ તો માત્ર ચાર આના જેટલી ખૂબ જ મામુલી રોજી મળે છે તેમને પારાવાર યાતનાઓ વેઠવી પડવાની; અને કેટલાક પ્રદેશો કે જ્યાં રાશન મળવાનીય ખાત્રી નથી ત્યાં લોકોને કષ્ટો ને મુશીબતોમાંથી પસાર થવું પડવાનું.

શહેરોમાં વસ્તી એટલી હદે ગીચ બની છે કે જેને લીધે કૌટુંબિક જીવન સંપૂર્ણપણે ખતમ થઇ ગયું છે. રહેવાનાં સ્વચ્છ ને સુઘડ મકાનો બાંધવા આજે લોઢું, પોલાદ ને સીમેન્ટની અમર્યાદ જરૂરિયાત છે છતાં, આ માલનો પૂરવઠો ઘટી રહ્યો છે.

લોકોનો કાપડનો કોટા, માથા દીઠ ૧૮ વારથી ઘટાડીને, માન્યામાં ય ન આવે તેટલો ૧૦ થી ૧૨ વારનો કરી નાખવામાં આવ્યો છે; જે હિંદના સામાન્ય માનવીની જરુરિયાત કરતાં ખૂબ જ નીચો છે.

આ રીતે તો, કોઇ પણ સમયે લોકોની જરૂરિયાત સંતોષવાની કોઇ જ તક નથી.

## ઉત્પાદનમાં ઘટાડો થવાનાં કારણો

તો પછી, આ ઘટાડો શાને આભારી છે? મૂડીદારો અને તેમના વતી બોલનારાઓ, કટોકટીના જમાનામાં પોતાનું હંમેશનું બહાનું આગળ ધરી શકે તેમ

નથી કે બજારમાં માંગ નથી; યા તો બજાર ઠંડાં છે. હકીકત તો એ છે કે, આજે બજારોમાં જેમને માલ જોઈએ છે તેવા લોકોની લાંબી કતારો લાગી છે.

જ્યારે મૂડીદાર એમ કહે કે બજારો ઠંડાં છે—માંગ ઠંડી છે ત્યારે એ એમ નથી માનતો કે બજારમાં કોઇ ખરીદનાર નથી, યા દરેકની જરૂરિયાત સંતોષાઇ ગઇ છે. મૂડીદાર તો ફક્ત એમ જ માને છે કે, ખૂબ જ ઉંચા દામે પોતાનો માલ ખરીદનાર અને એ રીતે પોતાને સારો એવો નફો આપનાર ખરીદનારાઓનો તોટો પડયો છે. એટલે, માલ માટે "બજાર નથી" એવી તેની દલીલ પાછળ નફા માટેની તેની લાલસા જ જોવા મળે છે.

મૂડીદાર આજે પણ "બજાર નથી" એ જ દલીલ આગળ કરવા માગે છે; પણ એમ કહી શકતો નથી; કારણ, ભાવો સતત ઉંચા જઇ રહ્યા છે અને નફાની વૃત્તિ સામે લોકોની લાગણી તંગ બની ગઈ છે.

એટલે આજની કટોકટીના વખતમાં, મૂડીદાર ઉત્પાદનમાં થયેલા ઘટાડા માટે એવી દલીલ આગળ કરે છે કે, એ માટે તો આઠ કલાકનો દિવસ અને કામદારોની હડતાળ જવાબદાર છે. કામદારોના સામનાને ખતમ કરવા તે હડતાળો સામે કાયદેસરનાં પગલાં ભરવાની માંગ ઉઠાવે છે; અને એ પછી તે ખંધાઇથી સૂચવે છે કે, જો ભાવોમાં વધારો કરવામાં આવે તો ઉત્પાદન વધારવા તે કબૂલ છે. આ રીતે તે કબૂલ કરે છે કે, પૂરતો નફો નથી મળતો એટલે ઉત્પાદન ઘટી રહ્યું છે.

તાતા આયર્ન એન્ડ સ્ટીલ વર્કસની વાર્ષિક સભા સમક્ષના પોતાના ભાષણમાં, લોઢું અને પોલાદના આગેવાન ઉદ્યોગપતિ જે આર. ડી. તાતાએ ઉદ્યોગોમાં થઇ રહેલા ઘટાડા માટે કામદારો પર દોષનો ટોપલો ઢોળ્યો હતો. તેમણે જણાવ્યું હતું કે—

> "ઉત્પાદનને પાછું પાડે અને એ રીતે પોતાને, કંપનીને અને ઉદ્યોગને નુકશાન પહોંચાડે એવા માર્ગો કામદાર વર્ગ અખત્યાર કરે એ કમનશીબી છે...સરકાર ખાસ કરીને ગેરકાયદે હડતાળોના સંબંધમાં સહાનુભૂતિભર્યા છતાંય કડક પગલાં ભરે એ જ આજે તો જરૂરી લાગે છે."

જાણે પોતાની પાછળ કોઇ પડયું હોય અને પોતે હેરાન પરેશાન બની ગયા હોય તેમ મિ. તાતા જણાવે છે કે—

> "આજે માલેકોના દિલમાં એક એવી લાગણી પેદા થઈ રહી છે કે, ત્રાજવાનું પલ્લું તેમના વિરૂદ્ધ નમી રહ્યું છે. કાનપુર ઇલેક્ટ્રિક સપ્લાય

કંપનીના ઝઘડામાં જે ચુકાદો અપાયો છે એવા ચુકાદાઓ કોઇ પણ જાતનો વિશ્વાસ પ્રેરી શકતા નથી."

એ પછી, મિ. તાતા આખરી ચેતવણી ઉચ્ચારે છે :

"હિંદ પર કદીયે ઉતરી ન હોય તેવી મહાન કટોકટી તોળાઇ રહી છે. જો આ કટોકટી હિંદ પર તૂટી પડશે તો લોકોને પારાવાર મુશીબતો વેઠવી પડશે; એટલું જ નહિ પણ દેશની ભાવિ સમૃધ્ધિનો જેના પર આધાર છે એવી આર્થિક વિકાસની મહાન યોજનાઓ અમલમાં મૂકવાની તેની શકિતને ય એક જબરો આંચકો લાગશે; અને તેમાંથી એ વરસો સુધી ઉઠી નહિ શકે. એટલે, હિંદે નજીકના ભવિષ્યમાં આ કટોકટીમાં ન સપડાવું હોય તો મધ્યસ્થ તેમજ પ્રાંતિક સરકારોએ અત્યારના ખતરનાક પ્રવાહોને અટકાવવા અને દેશનાં ઔદ્યોગિક તથા ખેતી વિષયક ક્ષેત્રોની ઉત્પાદન શકિત પુનઃ સ્થાપિત કરવા કડક અને તત્કાલ પગલાં ભરવા જોઇએ."

આખરમાં, મિ. તાતા પોતાની ચેતવણીને સમેટતાં વધુ ભાવોની માંગ કરે છે કે જેથી પોતાના નફા સલામત રહેઃ

"અમારા ખર્ચમાં ખૂબ જ વધારો થયો છે અને ઉત્પાદનમાં સારા પ્રમાણમાં ઘટાડો થયો છે; એ જોતાં, ભાવોમાં વધારો નહિ આપવામાં આવે તો એને પરિણામે અમારા નફામાં જબરો ઘટાડો થશે; અને કામદારોને સંતોષે એટલા પ્રમાણમાં નફા–બોનસ મેળવવાનું તેમને માટે અશકય બની જશે."

મિ. તાતા હડતાળ પર ઉતરેલા કામદારોના આંકડા ટાંકીને બતાવે છે કે હડતાળો વધતી જાય છે; અને જણાવે છે કે, "ઉત્પાદન ઘટાડવાની અને એ રીતે જેમાંથી તે પોતાનો હિસ્સો માંગી શકે એ મૂળ ભંડારને જ ઘટાડવાની કામદારોની અત્યારની વલણ છે."

મિ. તાતાના આ ભાષણમાં, હિંદી મૂડીદારોની તમામ દલીલોનો સમાવેશ થઇ જાય છે.

આ ઉપરાંત એક બીજી અને મૂડીદારોને ખૂબ જ પસંદ પડી ગયેલી દલીલ એ છે કે, ઉત્પાદનમાં થયેલા ઘટાડા માટે આઠ કલાકનો દિવસ જવાબદાર છે.

આ દલીલ કેટલી જુઠ્ઠી છે તેનો ખ્યાલ ઉપરના કોષ્ટક પર એક નજર નાખવાથી જ આવી જશે.

મૂડીદારો આપણને એવું ઠસાવવા પ્રયત્ન કરે છે કે, આઠ કલાકનો દિવસ

અને તાજેતરની હડતાળોને લીધે ઉત્પાદનમાં ઘટાડો શરૂ થયો છે.

જ્યારે ઉપરનું કોષ્ટક ઉલટી જ વાત પૂરવાર કરે છે. ઉપરનું કોષ્ટક બતાવે છે કે, આઠ કલાકનો દિવસ અમલમાં આવ્યો યા તો આજની હડતાળોનું મોજું શરૂ થયું એ પહેલાંજ ઉત્પાદનમાં ઘટાડો શરુ થયો હતો. આઠ કલાકનો દિવસ તો કાયદેસર રીતે ૧૯૪૬ ના ઓગસ્ટથી અમલમાં આવ્યો હતો. હડતાળનું મોજું તેની સર્વોચ્ચ કક્ષાએ ગયે વરસે તથા આ વરસે પહોંચ્યું હતું, જ્યારે ઉત્પાદનમાં ઘટાડો ૧૯૪૩ થી અને કેટલાક ઉદ્યોગોમાં તો ૧૯૪૧–૪૨થી શરુ થયો હતો.

દાખલા તરીકે કાપડ ઉદ્યોગ જ લઇએ; કારણ રોજ–બ–રોજની જરૂરિયાતમાં એ મહત્ત્વનો ઉદ્યોગ છે.

૧૯૪૩–૪૪ માં કાપડનું ઉત્પાદન તેની સર્વોચ્ચ કક્ષાએ પહોંચ્યું હતું. એ વરસમાં કાપડનું ઉત્પાદન ૪૮૭૧૦ લાખ વાર હતું. એ પછી, કાપડના ઉત્પાદનમાં ઉત્તરોત્તર ઘટાડો થયો.

આ ઘટાડાનું કારણ શું હતું ? કારણ ખૂબ જ સાદું–સીધું હતું. ૧૯૪૩–૪૪ નું વરસ, મૂડીદારો માટે નિરંકૂશ નફાનું વરસ હતું. એજ વરસે પહેલ વહેલો અંકૂશોનો અમલ થયો; પરંતુ એ અંકૂશો બીન–અસરકારક હતા. મૂડીદારોને બેફામ લૂંટવાની પૂરેપૂરી સ્વતંત્રતા હતી; એટલે ઉત્પાદનના મોટા આંકડાઓ આપવાની કે તેને ખતમ કરવાની તેમને જરૂર નહોતી. એ પછી કાપડનાં ઉત્પાદનમાં ઉત્તરોતર ઘટાડો થયો. કોલસાની અછતનું કારણ એક બાજુ રાખીએ તો, એનું મુખ્ય કારણ એ હતું કે મૂડીદારોને પહેલાં મળતો હતો તેટલો નફો હવે મળી શકતો નહોતો; એટલે તેઓએ કાં તો ઉત્પાદનને ખતમ કરવા માંડયું હતું યા તો કાળાં બજારમાં વેચવાની દાનતથી ઉત્પાદનના આંકડાઓ છુપાવવા માંડયા હતા.

લોઢું અને પોલાદનો દાખલો લો. એની ઉપર ૧૯૪૧–૪૨ માં અંકૂશો પહેલ વહેલા અમલમાં આવ્યા. એ વરસમાં કાચા લોઢાનું ઉત્પાદન વધારેમાં વધારે–એટલે કે, ૨૦૧૫૦૦૦ ટન હતું. એ પછી કાચા લોઢાનું ઉત્પાદન આજ સુધી એ કક્ષાએ પહોંચ્યું નથી. પોલાદના સળિયાઓનું ઉત્પાદન ૧૩૬૩૦૦૦ ટન હતું–૧૯૪૩–૪૪ માં ફકત એક જ વાર એનું ઉત્પાદન આ આંકડાઓથી વધ્યું હતું; આ પણ સૌથી ઉંચામાં ઉંચો આકડો હતો.

અંકૂશો અમલમાં આવ્યા પછી એટલે કે ભાવો અને નફા પર કાંઇ અંકૂશ આવ્યા પછી ઉત્પાદન ધીમે ધીમે નીચે જવા માંડયું. એટલે, એ વાત સાફ બને છે કે મૂડીદારોએ કાં તો ઉત્પાદનને ખતમ કરવા માંડયું, યા તો છુપાવી દીધું.

૨૬૪૮૭

સીમેન્ટનું ઉત્પાદન પણ એ જ વાત કહી જાય છે. ૧૯૪૧-૪૨ માં સીમેન્ટના ઉત્પાદન પર અંકૂશ આવ્યો ત્યારે તેનું ઉત્પાદન ૨૨૨૨૦૦૦ ટન હતું. સીમેન્ટના ઉત્પાદનનો આ ઉંચામાં ઉંચો આંકડો હતો. એ પછી, તેના ઉત્પાદનમાં ધીમે ધીમે ઘટાડો થયો; જો કે ૧૯૪૬ ના ઉત્પાદનનો આંક, યુદ્ધ પહેલાંના ઉત્પાદનથી ૨૦ ટકા વધુ હતો. આ ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે ઉત્પાદનમાં ઘટાડો છેલ્લા ચાર-પાંચ વરસથી થતો રહ્યો છે; ને મૂડીદારોની વધુ નફો મેળવવાની લાલસા અને અંકૂશ સામેની તેમની લડત એનું મુખ્ય કારણ છે.

તેમની નફા વૃત્તિએ કોલસાના ઉદ્યોગને આ વરસો દરમિયાન લગભગ ખતમ કરી નાખ્યો છે એ હકીકત ઉત્પાદનના આંકડાઓ પરથી સ્પષ્ટ બને છે. ૧૯૩૯-૪૦માં કોલસાનું ઉત્પાદન, જે ૨૯૦૦૦૦૦૦ ટન હતું તે ૧૯૪૩-૪૪માં ૨૫૦૦૦૦૦૦ ટન થયું. ખાણ-માલેકો કામદારોને યોગ્ય પગાર કે યોગ્ય મોંઘવારી ભથ્થું આપવા ખુશી નહોતા એ આનુ મુખ્ય કારણ હતું. કામદારો ખાણો છોડી બીજે જવા લાગ્યા અને હિંદી સરકારે વચ્ચે પડી સ્ત્રી-કામદારોને ખાણોમાં કામે મોકલવા માંડી. પરંતુ, થોડોક પગાર વધારો આપવામાં આવ્યા પછી જ ઉત્પાદનનું ત્રાજવું કંઈક સ્થિર થઇ શક્યું.

આ રીતે, એ વિષે કોઇ શક નથી કે મહત્વના ઉદ્યોગો પરની મૂડીવાદી માલિકીને પ્રતાપે ભૂતકાળમાં ઉત્પાદન ઘટયું છે, ખતમ થયું છે અને તેને સંતાડવામાં આવ્યું છે.

સાથો સાથ, એ પણ એટલું જ સ્પષ્ટ છે કે છેલ્લાં બે વરસો દરમિયાન હડતાળો, કોમી રમખાણો, તાળાબંધીઓ અને સામાન્ય રાજકીય હાલતને કારણે કામના દિવસો ગુમાવાતાં ઉત્પાદનમાં જબરો ઘટાડો થયો છે. આપણે આ તમામ કારણોની સાચી મૂલવણી કરવી જોઇએ.

એક તો એ કે, ખૂબ જ બીનકાબેલ ઉદ્યોગો કે જે અસામાન્ય સંજોગોમાં જ નફો કરી શકે તે નફો ન કરી શકતાં, ઉત્પાદનમાં ઘટાડો થયો છે; અને થાય જ; એ હકીકત આપણે ધ્યાનમાં લેવી જોઇએ. મૂડીવાદી સમાજ રચનામાં "નફો" અને પછી "જરૂરિયાત" એ મુખ્ય નિયમ હોઇ, પૂંજીપતિ પોતાનો ઉદ્યોગ બંધ કરી દેવા સ્વતંત્ર છે અને તેને એ માટે કોઇ પૂછી શકતું નથી. દાખલા તરીકે મુંબઈમાં કેટલીક મિલોએ, પોતે મિલો ચલાવી શકે તેમ નથી એવી દલીલ હેઠળ તાજેતરમાં પોતાની રાત-પાળીઓ બંધ કરી નાખી; ત્યારે કામદાર-પ્રધાન નંદાને કે ગૃહપ્રધાનને એ અંગે કશું જ કહેવાનું નહોતું.

આ ઉપરાંત, ઉત્પાદનના ઘટાડા માટે બીજાં કારણો છે; કોમી રમખાણો, અસ્થિર હાલત અને ટ્રેડ યુનિયનોની સ્વતંત્રતા પર તરાપ–જે રમખાણો સામેની લડતને નબળી બનાવે છે.

પરંતુ, આ કટોકટીમાં અને એક એક આર્થિક કટોકટીમાં શેઠીઆઓ અને નોકરિયાતો, મૂડીદારો અને કામદારો વચ્ચે કેવા સંબંધો છે એ જ મુખ્ય અને મહત્વનો પ્રશ્ન હોય છે.

મૂડીદારો એવી દલીલ આગળ ધરે છે કે, ઉત્પાદનમાં થયેલા તમામ ઘટાડા માટે હડતાળો જવાબદાર છે. અને હડતાળોનું મુખ્ય કારણ શું છે એમાં ઉતર્યા વિના, લોકમત અજાણ્યેય એ દલીલનો સ્વીકાર કરે છે.

ઔદ્યોગિક કામદારોની હડતાળોનો અર્થ એ કે, આર્થિક માળખું તૂટવા લાગ્યું છે; ઉદ્યોગો પરની ખાનગી માલિકીએ હદ બહારનું શોષણ કર્યું છે, અને હવે એ આર્થિક તંત્ર મૂડીદારોના માથા પર કડડભૂસ તૂટી રહ્યું છે અને એ માટે ખુદ તેઓ જવાબદાર છે. હડતાળો દ્વારા કામના દિવસો જાય એ હકીકત, ઉદ્યોગો પરની મૂડીદારી માલિકી પર મોટામાં મોટું તહોમતનામું છે; અને સમાજને એ ચેતવણી આપે છે કે, માલિક અને ગુલામના ધોરણે હવે ઉત્પાદન શક્ય નથી.

● હિંદમાં પડેલી હડતાળોએ ખાનગી ઉદ્યોગપતિઓના લાલસાભર્યા અને સ્વાર્થી હાથોમાંથી—કંઈ નહિ તો મહત્વના ઉદ્યોગોનો કારભાર છીનવી લેવાની જનતા અને સરકારને સાફ સાફ ચેતવણી આપી છે.

હડતાળોને લીધે કુલ કેટલા કામદારોને અસર પહોંચી અને કામના કેટલા દિવસો ગયા એ નીચેનું કોષ્ટક બતાવે છે :

| વર્ષ | કામદારોની સંખ્યા | ગુમાવેલા દિવસોની સંખ્યા |
|---|---|---|
| ૧૯૪૨ | ૭૭૨૬૫૩ | ૫૭૭૯૯૬૫ |
| ૧૯૪૩ | ૫૨૫૦૮૮ | ૨૩૪૨૨૮૭ |
| ૧૯૪૪ | ૫૫૦૦૧૫ | ૩૪૪૭૩૦૬ |
| ૧૯૪૫ | ૭૪૭૫૩૦ | ૪૦૫૪૪૯૯ |
| ૧૯૪૬ | ૧૯૬૧૯૪૮ | ૧૨૭૧૭૭૬૨ |
| * ૧૯૪૭ (જાન્યુ. થી એપ્રિલ) | ૫૫૨૩૯૮ | ૫૨૩૪૭૦૭ |

*કામચલાઉ

(ઈન્ડીયન લેબર ગેઝેટ)

આ ઉપરથી જોઇ શકાશે કે અસંતોષનો પારો ધીમે ધીમે ઉંચે ને ઉંચે ચઢતો રહ્યો છે. ઉદ્યોગપતિઓ ય આ વાત સારી પેઠે જાણતા હતા પણ પોતાનો નફો જતો કરવા તેઓ તૈયાર નહોતા; પોતાનાં સ્વાર્થી હિતો માટે ઔદ્યોગિક તંત્ર ભાંગી પડે તો યે તેમને વાંધો નહોતો.

બીજી બાજુ, કામદાર–વર્ગ ઉપર જીવન–ધોરણનો ભાર ધીમે ધીમે વધ્યે જતો હતો.

શરૂ શરૂમાં, કામદાર વર્ગે પોતાનાં કુટુંબના અન્ય સભ્યોને કામે લગાડી કંઈક રાહત મેળવી; એ રીતે હવે કુટુંબમાં એક કરતાં વધુ કમાનાર સભ્યો બન્યા હતા. પરંતુ, થોડા જ વખતમાં આ રાહત અપૂરતી પૂરવાર થઇ. ૧૯૪૫–૧૯૪૬-માં તો, જીવન ધોરણનું ખર્ચ ઝડપભેર વધતાં અને એના પ્રમાણમાં પહેલાં કરતાં રોજી ખૂબ જ પાછળ રહેતાં પરિસ્થિતિ પરાકાષ્ટાએ પહોંચી.

કામદારોની હાલત કેટલી હદે ખરાબ બની હતી તે નીચેના આંકડાઓ પરથી જોઈ શકાય છે.

* ૧૯૩૪ ના જૂનમાં જીવન ધોરણનો આંક ૧૦૦ ગણતાં—

મુંબઈમાં ખાધાખોરાકીના જીવન ધોરણનો આંક ૧૯૩૮ ના ઓગસ્ટમાં ૧૧૨ હતો; ૧૯૪૫ સુધી સરેરાશ ૨૭૧ હતો; ૧૯૪૭ ના માર્ચમાં એ ૩૨૩ હતો. જીવન ધોરણનો સામાન્ય આંક, ૧૯૩૯ ના ઓગસ્ટમાં ૧૧૨ હતો; ૧૯૪૫ સુધી સરેરાશ ૨૩૫ હતો; અને ૧૯૪૭ ના માર્ચમાં એ ૨૬૯ હતો. આમ, કામદારે પરસેવો પાડી રળેલા એક રૂપિયાની કિંમત ભાગ્યે જ ૬ થી ૭ આના હતી.

* ૧૯૩૬ ના જુનમાં જીવન ધોરણનો આંક ૧૦૦ ગણતાં—

મદ્રાસમાં જીવન ધોરણનો જે આંક ૧૯૩૯ ના ઓગસ્ટમાં ૯૮ હતો તે ૧૯૪૫ માં વધીને ૨૩૩ અને ૧૯૪૭ ના માર્ચમાં ૩૦૯ થયો હતો. આમ, કામદારોને ખાધાખોરાકી માટે ત્રણ ગણો ભાવ આપવો પડતો હતો; જ્યારે તેની રોજી એટલા પ્રમાણમાં વધી નહોતી. પરિણામે તેને ભૂખે મરવું પડતું.

* ૧૯૩૯ ના ઓગસ્ટમાં જીવન ધોરણનો આંક ૧૦૦ ગણતાં—

કાનપુરમાં સામાન્ય જીવન ધોરણનો આંક, ૧૯૪૫ માં ૩૦૮ હતો; ને ૧૯૪૭ ના માર્ચમાં એ આંક ૩૪૧ ઉપર પહોંચ્યો હતો. જ્યારે ખાધા–ખોરાકીનો આંક, અનુક્રમે ૩૨૫ અને ૩૭૮ હતો. આમ, કાનપુરમાં ખાધા–ખોરાકીનો ભાવ ચાર ગણો હતો અને સામાન્ય જીવન ખર્ચ ત્રણ ગણાથી વધુ હતો.

* ૧૯૩૯ના ઓગસ્ટમાં જીવન ધોરણનો આંક ૧૦૯ ગણતાં—

અમદાવાદમાં જીવન ધોરણનો આંક ૧૯૪૭ના મે માસમાં ૨૯૦, સોલાપુરમાં ૩૨૩, નાગપુરમાં ૩૧૧, કાનપુરમાં ૩૪૯ અને લાહોરમાં ૩૨૭ હતો.

● આ આંકડાઓ જોયા પછી, કોઇને આશ્ચર્ય નહિ રહે કે હડતાળો શા માટે પડે છે. ઉત્પાદન કરનાર મુખ્ય વર્ગને ભૂખે મારીને કોઈ પણ દેશનું આર્થિક તંત્ર ઘર્ષણ રહિત ચાલી શકે નહિ અને જનતા માટે પૂરતું ઉત્પાદન કરી શકે નહિ. હિંદના મૂડીવાદી વર્ગે એ પ્રયાસ કર્યો અને હિંદને ઉગ્ર આર્થિક કટોકટીમાં ધકેલી દીધું.

● જીવન ધોરણનાં ખર્ચમાં જેટલો વધારો થાય એટલા પ્રમાણમાં ઝડપભેર રોજી વધારવામાં આવી હોત તો, હડતાળોને કારણે કામના દિવસો ન ગુમાવવા પડત. પરંતુ, મૂડીદારો જાણતા હતા કે હવે યુધ્ધ પૂરું થયું છે એટલે તેઓ પહેલાંની જેમ અકલ્પ્ય નફો કરી શકવાના નથી અને રોજીનો વધારો કબૂલ્યા વિના તેમને છૂટકો નથી; એથી જ તો તેઓ રોજીમાં વધારો કરાવવાના એકે એક પ્રયાસનો સતત સામનો કરે છે; બીજી બાજુ, હડતાળ ખરેખર પડે એ પહેલાં તુરત વચ્ચે પડવાની સરકારની નિષ્ફળતા, માલેકોના હાથનું હથિયાર બને છે.

ઉત્પાદનમાં અત્યારનો ઘટાડો અને એ ઘટાડાનું ઉત્તરોત્તર વધતું પ્રમાણ સાફ કરે છે કે એની પાછળનાં કારણો ઘણાં ઉંડાં છે. ઉદ્યોગોની ખાનગી માલિકીનો સવાલ એટલે કે—ખાનગી ઉદ્યોગો પરત્વે સમાજની કેવી વલણ રહેવી જોઇએ અને ઉદ્યોગોમાં કામદારોનું સ્થાન કેવું હોવું જોઈએ એ પ્રશ્ન ઉત્પાદન સાથે સંકળાયેલો છે.

આપણી અનાજ કટોકટી અંગે પણ એ જ હકીકત છે. એમ કોઇ પણ નહિ કહી શકે કે અનાજની અછત ખેડૂતોની હડતાળોને આભારી છે. એવું પણ કોઇ નહિ કહી શકે કે, અનાજના ઉત્પાદનનો ઘટાડો હજી હમણાંનો છે.

૧૯૦૯—૧૩ માં દર એકર દીઠ ચોખાની પેદાશ જે ૯૮૨ રતલ હતી તે ઘટીને ૧૯૩૮—૩૯ માં ૭૨૮ રતલ થઇ હતી—એટલે કે યુદ્ધ પહેલાંના છેલ્લાં પચીસ વરસ દરમિયાન, દર એકર દીઠ ચોખાની પેદાશ લગભગ ૨૫૪ રતલ એટલે કે ૨૫ ટકા ઘટવા પામી છે.

એ જ રીતે ખાધાખોરાકી પકવતો વિસ્તાર જે ૧૯૨૧—૨૨ માં ૧૫૮૬ લાખ એકર હતો તે ઘટીને ૧૯૪૧—૪૨માં ૧૫૬૫ લાખ એકર થયો છે; અને આ વિસ્તારની પેદાશ જે ૫૪૩ લાખ ટન હતી તે ઘટીને ૪૯૭ લાખ ટન થઈ છે.

(ડબલ્યુ. બર્ન્સ: "ટેકનોલોજીકલ પોસિબિલિટિઝ ઓફ એગ્રીકલચરલ ડેવલપમેન્ટસ ઈન ઈન્ડિયા," ૧૯૪૪)

એટલે, આ પરથી જોઇ શકાશે કે આ ઘટાડા માટે ખેડૂત નહિ પણ જમીન ઉપરની જમીનદારી પ્રથા—જમીનદાર અને તેના અર્ધ ગુલામ ગણોતિયા વચ્ચેના સંબંધો, શાહુકાર અને તેનો દેવાદાર અર્ધ ગુલામ ખેડૂત વચ્ચેના સંબંધો જ જવાબદાર છે.

દુકાળની તપાસ માટે નીમાયેલા કમિશને પ્રાંતિક સરકારો જોગા એક પ્રશ્નપત્રમાં આ હકીકતની નોંધ લેતાં લખ્યું હતું કે—

"ગણોતિયાઓના હકકો અને ફરજો—એટલે કે અત્યારની જમીન–પ્રથા ઉપર ખેતીવિષયક ઉત્પાદનનો મોટે ભાગે આધાર છે. અનેકવાર એવો મત પ્રદર્શિત કરવામાં આવ્યો છે કે અત્યારની જમીન–પ્રથાનાં ઘણાં અંગો અને ખેતી વિષયક ઉત્પાદનની કાબેલિયત વચ્ચે ઘનિષ્ઠ સંબંધ છે; અને જ્યાં સુધી જમીનદારી–પ્રથામાં ફેરફારો કરવામાં ન આવે ત્યાંસુધી ખેતીના ઉત્પાદનમાં કોઇ તાત્વિક સુધારો શકય નથી."

ઉપરના પ્રશ્ન પત્રનો જવાબ આપતાં મુંબઇ લખ્યું હતું કે—

"સામાન્ય રીતે વાર્ષિક એવા ગણોતપટ્ટે જમીન ખેડનાર ગણોતિયાને, જમીન પોતાના કબજામાં કેટલો વખત રહેશે એની કોઇ ખાત્રી હોતી નથી; કારણ કે, ગણોતિયાને ત્રણ મહિનાની નોટિસ આપી વરસને અંતે પોતાની જમીનનો કબજો મેળવવાની જમીનદારને સત્તા છે. આ રીતે, ગણોતિયાને જમીનમાં કાયમી રસ હોતો નથી. ઘણા કિસ્સાઓમાં તો જમીન ભાગના ગણોત–પટે આપવામાં આવે છે; અને ગણોતિયો જો સારું બીયારૂં બોએ યાતો સારું ખાતર પૂરે યાતો જમીનની સુધારણા માટે વધારે મજુરી કરે તો જે વધારાની પેદાશ થાય તેમાંથી અર્ધી જમીનદારને ભાગે જાય છે અને એ રીતે ગણોતિયાને પોતાની મજુરી તથા મહેનતનો યોગ્ય બદલો મળતો નથી."

બિહાર સરકારે લખ્યું હતું કે—

"અત્યારની જમીન–પ્રથામાં ફેરફાર નહિ કરવામાં આવે ત્યાંસુધી ખેતીની પેદાશમાં કોઇ પણ ગણના યોગ્ય વધારો નહિ થાય, એવા મતને હકીકતોનો આધાર છે."

એટલે, જમીન–પ્રથામાં સંપૂર્ણ પલટો અને જમીનદારીની નાબુદી તથા એમાંથીજ જન્મતી ખેતીની પછાત દશાને ખતમ કર્યા વિના અનાજ કટોકટીનો કોઇ ઉકેલ નથી; તેવી જ રીતે ઉદ્યોગોની અંદરની ગુલામી

પ્રથા—એટલે કે, હિંદના ઉદ્યોગોમાં મૂડીદાર અને કામદાર વચ્ચે આજે જે સંબંધો પ્રવર્તે છે તેને ખતમ કર્યા વિના ઉત્પાદનમાં થઇ રહેલી ઘટના અટકાવવી શક્ય નથી.

છેલ્લા કેટલાય દાયકાઓ દરમિયાન શાહીવાદી નીતિએ, જમીનદારી પ્રથાના ચોકઠામાં રહીને અનાજ કટોકટીને ઉકેલવાના પ્રયાસો કર્યા હતા. તેમના આ પ્રયાસોનો હાસ્યાસ્પદ અંજામ આવ્યો હતો એ હકીકત તમામને ચેતવણી રૂપ બનવી જોઇએ. એટલે, ઔદ્યોગિક ક્ષેત્રે જો એ જ ધોરણે પ્રયાસો થશે તો તે ય નિષ્ફળ જવાના એ વાત દીવા જેવી સાફ છે.

આ છતાં, હકીકત એ છે કે ઉદ્યોગપતિઓ એ જ સાંસ્થાનિક સમાજ–વ્યવસ્થાના ચોકઠામાં રહીને, મૂડીદારો અને કામદાર વચ્ચેના–શોષક અને શોષિત વચ્ચેના એજ જૂના સંબંધો ટકાવી રાખીને આર્થિક કટોકટી ઉકેલવાના પ્રયાસો કરે છે.

હિંદની શાહીવાદી સરકારના અમલ હેઠળ, કામના લાંબા કલાકો, ટૂંકી રોજી, કામદારોનું જીવન ધોરણ ટકાવી રાખવા કાયદાના રક્ષણનો અભાવ અને કામદાર–વર્ગના સામનાને દાબી દઈ માલેકોને તેમના નફાની ખાત્રી આપવા રાજ્યના લશ્કરનો છુટથી ઉપયોગ—આ બધા પર ઉદ્યોગોનું માળખું ઉભુ થયું હતું. એની પાછળ માલેક અને ગુલામના સંબંધો હતા. આવી સ્થિતિમાં દેશને હડતાળોથી પરાવાર ભોગવવું પડ્યું; કામદારને ઉત્પાદનમાં કોઇ રસ ન રહ્યો; અને હિંદનું ભાવિ સમૃદ્ધ બનાવવાની તમામ આશાઓ ધૂળમાં મળી ગઇ.

## મૂડીવાદી ઉપાય

આ કટોકટીમાંથી નીકળવાનો મૂડીદારોએ જે રસ્તો સૂચવ્યો છે તે દેશને શાહીવાદી અમલના એ જ જૂના દિવસોની યાદ આપી જાય છે. ઉત્પાદનની ઘટ અટકાવવાના ઓઠાં હેઠળ તેઓ રાષ્ટ્રીય સરકારને, નવ કલાકનો દિવસ કામદારોને માથે ફરી લાદવા અને એ રીતે કામદારો આગળ જાતે બદનામ બનવા કહે છે.

તેઓ રાષ્ટ્રીય સરકાર આગળ માગણી કરે છે કે તેણે જૂના શાહીવાદી રાજની જેમ જ વર્તવું જોઈએ. અને કામદારોના તમામ સામનાને દાબી દેવા જોઇએ; તેણે ચીજ વસ્તુઓના ભાવ વધારી પોતાના નફાની ખાત્રી આપવી જોઇએ; ચઢતે પગારે રજા યા તો રોજીમાં વધારો જેવાં તમામ સામાજિક ઉન્નતિનાં પગલાંઓ થંભાવી દેવાં જોઈએ; અને વધુ મજુરી કરાવવાની તેમની યોજનાઓને અમલમાં મૂકવામાં તેમને મદદ કરવી જોઇએ; તેણે તમામ અંકૂશો રદ કરી

ખુલ્લાં બજારમાં જનતાની બેફામ લૂંટ ચલાવવાની તેમને છૂટ આપવી જોઇએ; અંતમાં, કામદાર–વર્ગ અને સામાન્ય જનતાને ભોગે કટોકટી ઉકેલવામાં રાષ્ટ્રીય સરકારે મૂડીદારોને મદદ કરવી જોઇએ એવી તેમની માગણી છે.

તો પછી, મૂડીવાદીઓનો આ રસ્તો સાચો છે ?

હરગીઝ નહિ. નવ કલાકનો દિવસ ફરી લાદવાથી તો, દેશમાં પહેલાં કદિય ન આવ્યું હોય તેવું હડતાળોનું મોજું આવશે; જેને કાં તો લોહીની નદીઓમાં ડૂબાવવાનું રહેશે યા તો નવ કલાકના દિવસને પાછો ખેંચવો પડશે.

આવું પગલું કામદારોને વધુ પ્રોત્સાહિત અને ઉત્પાદનમાં તેમને વધુ રસ લેતા કરવાને બદલે ઔદ્યોગિક ક્ષેત્રમાં ઉગ્ર પરિસ્થિતિ પેદા કરશે અને ઠેર ઠેર હડતાળોમાં વધારો કરશે. એટલે, દેશના ઉત્પાદનને ખતમ કરવા માગતા લોકો જ નવ કલાકનો દિવસ ફરી લાદવાની સરકારને સલાહ આપી શકે.

રેલ્વે અને કાપડ ઉદ્યોગને કેટલેક અંશે બાદ કરીએ તો કામદાર વર્ગે ભાગ્યે જ કંઇ મેળવ્યું છે. એવી સ્થિતિમાં, તેમની રોજીમાં વધારો કરવાનાં અને સામાજિક ઉન્નતિ લાવવાનાં અન્ય પગલાંઓ અટકાવવાથી આર્થિક અથડામણોનાં કારણો એમ ને એમ રહેશે અને મૂઠીભર મૂડીદારોના સ્વાર્થને લીધે સારાયે અર્થતંત્રને ફરી ફરી આંચકાઓ લાગ્યા કરશે.

આમ, મૂડીદારોએ સૂચવેલા ઉપાયથી ઉત્પાદનમાં વધારો થવાને બદલે ઉલટો ઘટાડો થશે.

મજુરી વધારે ઉગ્ર બનાવવાની યોજનાઓને પરિણામે બેકારી આવશે અને કામદાર વર્ગ મુશીબતોમાં મુકાશે. જ્યારે લાખો લોકો ભૂખે મરવાની સ્થિતિમાં જીવી રહ્યા છે ત્યારે માત્ર મૂડીદારોના નફા કાજે ભાવો વધારવાની પરવાનગી આપવાથી જનતા અને કામદાર–વર્ગનો દ્રોહ થશે.

કામદારો પર હલ્લો કરવાની માલેકોની આ યોજનાથી અસંતોષ વધુ ઉગ્ર બનશે અને ઉત્પાદન ઘટશે: એના પરિણામે ભાવો વધુ ઉંચા જશે અને સામાન્ય નાગરિકની યાતનાઓ વધુ ઉગ્ર બનશે. દુકાનો માલથી ભરી પડી છે એવું બતાવવાનો માલેકોને કદાચ સંતોષ થશે; પરંતુ મોટા ભાગની જનતા એ ખરીદી નહિ શકે કારણ કે ભાવો તેમની ખરીદ શકિતની બહારના હશે.

આજે મોટા ભાગની આપણી જનતાની ખરીદ શકિત મર્યાદિત છે; અને ભાવોમાં વધારો થશે તો તેમની ખરીદ–શકિત હજીય વધુ મર્યાદિત બનશે. આ રીતે, માલેકોએ સૂચવેલો ઉપાય, લોકોને જોઇતી ચીજવસ્તુ આપવાને બદલે એ

મેળવવાનું કાર્ય વધુ મુશ્કેલ બનાવે છે.

● સીધી સાદી હકીકત એ છે કે, માલેકોને તેમને સ્થાને રાખીને અને "પહેલાં નફો અને બીજું બધુ પછી" એ સૂત્ર ચાલુ રાખીને કટોકટી ઉકેલી શકાય તેમ નથી.

સરકારે અંકૂશ નાબૂદ કરવાની અને ભાવોમાં વધારો કરવાની માંગનો અત્યારસુધી વિરોધ કર્યો છે; જો કે તાજેતરમાં અંકૂશો ઉઠાવી લેવા માટે તેના પર ભારે દબાણ આવ્યું છે. પ્રધાન મંડળમાં શણમુખમ્ ચેટ્ટી અને ભાભા જેવા સ્થાપિત હિતોના પ્રતિનિધિઓએ અંકૂશો સામે સતત મારો ચલાવ્યો છે. એવી વાત પણ સંભળાય છે કે તેમની નીતિએ "કોમોડિટી પ્રાઇસ બોર્ડ"ના બે સભ્યોને રાજીનામાં આપવાની ફરજ પાડી છે. અંકૂશ નાબૂદીની તરફેણમાં મહાત્મા ગાંધીને તેઓ બોલતા કરી શક્યા છે, એ તેમનો છેલ્લો વિજય છે. મહાત્મા ગાંધીએ અનાજનો અંકૂશ તત્કાલ નાબૂદ કરવાની માંગ ઉઠાવી છે, જેને પરિણામે લાખોના જાન ખતરામાં મુકાશે.

"ફૂડ ગ્રેન કમિટી"એ રાશનિંગ અને અંકૂશ ક્રમશઃ દૂર કરવાની ભલામણો કરી છે. લોકોને ખવડાવવાની સરકારની મોટા ભાગની જવાબદારી દૂર કરવાની અને અમૂક ગણ્યા ગાંઠ્યાં ઔદ્યોગિક શહેરો પૂરતું રાશનિંગ રાખી બીજેથી રદ કરવાની તેની યોજના છે. ઔદ્યોગિક શહેરોમાં અંકૂશ ને રાશનિંગ દૂર ન કરવાની તેમની ભલામણ એટલા માટે છે કે જેથી ભાવો ન વધે અને ઉદ્યોગપતિઓને રોજીમાં વધારો ન આપવો પડે. દેશના બાકીના ભાગમાં ભલે મુક્ત વેપારને છૂટો દોર મળે. આ નીતિ એવી છે કે જો એનો અમલ થશે તો દેશને એનાં માઠાં પરિણામો સહેવાં પડશે.

એથી, લોકો પર ભૂખમરો અને દૂકાળ ત્રાટકશે એ તો એક વાત; પણ એને પરિણામે અનેક ઔદ્યોગિક કેન્દ્રોમાં અથડામણો ય ઉભી થશે. બીજું, એથી જનતાના મોટા ભાગને પોતાની ખાધા-ખોરાકીની જરૂરિયાત ખરીદવા પાછળ તમામ આવક ખર્ચવાની ફરજ પડશે; અને એ રીતે, તેમને પહેલાંની જેમ જ જીવનની બીજી જરૂરિયાતોથી વંચિત રહેવું પડશે.

પ્રાંતિક સરકારો, આર્થિક કટોકટીનો ઉકેલ લાવવામાં પાછળ રહી ગઇ છે. રોજીમાં વધારો થશે તો ભાવો ય વધશે એવી મૂડીવાદની જુઠ્ઠી દલીલનો તેમણે અનેકવાર પડઘો પાડ્યો છે; જ્યારે હકીકત એ છે કે રોજી, ભાવો કરતાં

સતતરીતે પાછળ રહી છે; અને કેટલાક કિસ્સાઓમાં તો રોજીમાં ૩૦ ટકાનો ઘટાડો થયો છે.

હકીકત એ છે કે, શરૂ શરૂમાં ભાવોના વધારાને કારણે જ કામદારોને રોજીમાં વધારો માગવાની ફરજ પડી હતી. પરંતુ, કામદારોની રોજીમાં થોડોક સુધારો થાય કે તુરત ભાવોમાંય વધારો થતો, કારણ કે, મૂડીદારો કામદારોની રોજીમાં થયેલા વધારાનો સ્વીકાર કરવા તૈયાર નથી; તેઓ પોતાનો નફો નીચે જવા દેવા માગતા નથી; એથી, તેઓ પોતાના માલની કિંમત વધારે છે. એટલે, ભાવો-પર અસરકારક અંકૂશ જ આ સ્થિતિને અટકાવી શકે તેમ છે.

આજ કારણે, સરકાર દરમિયાનગીરી કરવામાં ખૂબ જ મોડી પડી છે–કાં તો હડતાળ લંબાયા પછી જ અથવા તો હડતાળ પડી ગયા પછી જ એણે દરમિયાનગીરી કરી છે. એ મૂડીદારોને બતાવવા માગે છે કે ન છૂટકે તેને દરમિયાનગીરી કરવી પડે છે; અને ગંભીર પરિસ્થિતિ ઉભી ન થાય ત્યાંસુધી એ વચ્ચે પડવા માગતી જ નથી. પરંતુ, સરકારની ફરજ તો એ છે કે તેણે તત્કાલ દરમિયાનગીરી કરવી જોઇએ.

એ હકીકત સાચી છે કે પગાર સંબંધેના ઝઘડાઓમાં કેટલાક ચુકાદાઓએ કામદારોને સારી રાહત આપી છે. પરંતુ, બીજા કિસ્સા-ઓમાં તો સરકારોએ અમાનુષી દમનનો આશરો લીધો છે; અને જેને પરિણામે કોઇ પણ જાતના કારણ વિના હડતાળો લંબાઇ છે.

માલેકને ઉદ્યોગનો રખેવાળ ગણવાની સરકારની નીતિએ, હડતાળો લંબા-વીને અને ઉત્પાદનમાં કામદાર–વર્ગને હિસ્સો લેતાં અટકાવીને કટોકટી વધુ ઉગ્ર બનાવી છે.

સરકારની નીતિ બહુ બહુ તો નકારાત્મક છે; આગળ વધીને, ઉદ્યોગમાં મૂડી ને મજુરી વચ્ચે નવા સંબંધો સ્થાપવાની તેની નીતિ નથી. આ હકીકતનો લાભ ઉઠાવી માલેકોએ કામદારો ઉપર હલ્લો શરુ કર્યો છે—આર્થિક તંત્રને લોકશાહી બનતું અટકાવી તેને એમ ને એમ રાખવાની અને બ્રિટિશ તેમજ પરદેશી મૂડીદારોને સંયુક્ત ભાગી દારી માટે આકર્ષવાની આ હલ્લાની નેમ છે.

માલેકો જુએ છે કે, સરકાર અંકૂશ નાબુદી વગેરેનો સામનો કરે છે; છતાં ઉદ્યાગો તો તેમના હાથમાં રાખવા દેવા તૈયાર છે. આ રીતે, માલેકો સરકા-રની એક એક યોજનાને ખતમ કરી દેવાની સ્થિતિમાં છે. સરકારની આ જાતની નીતિથી, માલેકોમાં સતત પ્રહાર ચાલુ રાખવાની હિંમત આવી છે. એટલે જ,

સરકાર પોતાની મેળે કોઇ ઉદ્યોગ ચાલુ કરે એ માલેકો ઇચ્છતા નથી. સરકાર પોતાનું હથિયાર બની રહે એ તેમની ઇચ્છા છે.

પોલાદનાં બે કારખાનાંઓ ઉભાં કરવાની સરકારની યોજના પ્રત્યે મિ. તાતાએ નાપસંદગી બતાવી છે. ચેતવણી આપતાં તેણે જણાવ્યું છે કે—

"મારે કહેવું પડે છે કે, સરકાર આવા ઉદ્યોગો પર સંપૂર્ણ માલિકી ધરાવે અને તેનું સંચાલન, દેખીતી રીતે જ મધ્યસ્થ અને પ્રાંતિક સરકારોના પ્રતિનિધિઓની બનેલી કોર્પોરેશનના હાથમાં રહે તો, પોલાદ જેવા ખૂબ જ ઉંચી કક્ષાના અને મુશ્કેલ ઉદ્યોગમાં અતિ ગંભીર મુશ્કેલીઓ ઉભી થયા વિના નહિ રહે."

કાપડ ઉદ્યોગના પૂંજીપતિઓએ કાપડની તમામ યોજનાઓને ખતમ કરી નાખી છે, તેના અમલમાં જાણી બુઝીને વિલંબ અને ઢીલ કરી છે એ હકીકત તો આજે સુવિદિત છે.

વહાણવટાના ઉદ્યોગમાં યે દગાબાજી થઇ રહી છે. હિંદી સરકારે દરિયાઇ કાંઠાના વેપારને લગતા પ્રશ્નોની ચર્ચા કરવા તાજેતરમાં એક પ્રતિનિધિ મંડળને ઇંગ્લાંડ મોકલ્યું હતું. આ વાટાઘાટો ચાલે એ એક હિંદી કંપનીને ગમતું નહોતું; એટલે, આ સત્તાવાર પ્રતિનિધિ મંડળના મંત્રણા ચલાવવાના હકક સામે બ્રિટિશો મારફત ચેલેન્જ ફેંકાવી તેણે એ વાટાઘાટો ખતમ કરી નાખી.

પરંતુ, હવે તો આ બળવો ખુલ્લં ખુલ્લો શરૂ થયો છે. દક્ષિણ હિંદની કાપડ મિલોના માલિકોએ, ઔદ્યોગિક ટ્રિબ્યુનલના ચુકાદા સામે સર્વાંગી હલ્લાની યોજનાઓ કરી છે; તેમણે મદ્રાસ સરકારનો સામનો કરવા માંડયો છે; ને સરકારી નિયામકને દૂર રાખવાની ય માંગ ઉઠાવી છે.

તેમની સામે કડક પગલાં ભરવાને બદલે પણમુખમ ચેટ્ટી તેમને શાંત પાડવા મદ્રાસ પહોંચ્યા છે.

બિહારની કોલસાની ખાણોના હિંદી તેમજ બ્રિટિશ માલેકો, કહેવાય છે છે કે કન્સિલિએશન બોર્ડની ભલામણોનો સામનો કરવા સંગઠિત બની રહ્યા છે. ભલામણોનો સંપૂર્ણ અમલ કરવા દબાણ આણવામાં આવશે તો તેઓ ખાણો બંધ કરી દેશે એવી તેમણે ધમકીઓ ય આપવા માંડી છે.

કેટલીક કાપડની મિલો અને કારખાનાંઓ, પોતાને એ ચલાવવાનું પરવડતું નથી એવાં બહાનાં હેઠળ કયારની ય બંધ થઈ ગઇ છે. ૧૯૪૬ના ઓગસ્ટમાં જ્યાં કમકમાંભર્યો ગોળીબાર થયો હતો એ અમલનેરની કાપડ મિલના માલેકે લગભગ ૭ મહિના સુધી કામદારો સામે તાળાબંધી કરી હતી; અને ખુદ મુંબઈ સરકારે

નીમેલ તપાસ-પંચે એ માલેકને વહીવટી-તંત્રમાંથી દૂર કરવાની ચોકખી ભલામણ કરી હતી તો યે તેને દૂર કરવામાં આવ્યો નથી.

આ રીતે, માલેકોનો બળવો આકાર લઇ રહ્યો છે. પોતાની વ્યવસ્થિત ભાંગફોડ દ્વારા, ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ નહિ થાય એવી ગેરંટી તેઓ સરકાર પાસેથી મેળવવા માગે છે.

૧૯૪૭ના એપ્રિલની ૧૮મી તારીખે, યુનાઇટેડ કમર્શિયલ બેંકના શેર-હોલ્ડરોની સભા સમક્ષના પોતાના ભાષણમાં જી. ડી. બિરલાએ જણાવ્યું હતું કે—

"હિંદમાં મોટ મોટા ઉદ્યોગો—રેલ્વે, ટેલિફોન અને ટેલિગ્રાફ રાજ્યના હસ્તક છે; પરંતુ, અનુભવ એવો છે કે લોકમતના દબાણને લીધે, રાજ્ય એનો ઉપયોગ કરનારાઓનું ખર્ચ આસાનીથી ઘટાડી શક્યું નથી કે એમાં વધારો કરી શક્યું નથી; જેને પરિણામે, તમામ જોઈ શકે છે કે એમાં બીનકાબેલિયત આવી છે."

અને એથી, રાજ્ય હસ્તક કેવા ઉદ્યોગો હોવા જોઈએ એ અંગેની પોતાની યોજનામાં મિ. બિરલા, હાઇડ્રો-ઇલેક્ટ્રિસિટી અને રસ્તાઓ જેવા જાહેર ઉપયોગી કાર્યોનો સમાવેશ કરે છે અને તમામ ભારે તેમજ મુખ્ય ઉદ્યોગો ખાનગી માલિકીના રહેવા જોઇએ એવું જણાવે છે. આથી, હિંદના મૂડીદારોને તત્કાલ લાભ થાય છે; એટલું જ નહિ પણ, તેમનો ભાવિ નફો વધારવાનું હિત પણ એથી સધાય છે.

## બ્રિટિશ-અમરિકી યોજનાઓ

તમામ જાણે છે કે હિંદ પોતાને જોઇતી મશીનરી ઉત્પન્ન કરતું નથી; અને ઔદ્યોગિક વિકાસ માટે જોઇતી મશીનરી માટે તેને પરદેશ પર આધાર રાખવો પડે છે.

પરંતુ જેઓ આપણા પર ઉપકાર કરીને હિંદ છોડી દીધાનો ઢોંગ કરે છે તે બ્રિટિશો પ્રેમથી પ્રેરાઇને મશીનરીની આપણી જરૂરિયાત સંતોષવા તૈયાર નથી.

આપણે બહારની મદદ પર સંપૂર્ણ આધાર રાખતા બનીએ એ માટે બ્રિટિશોએ જાણીબુઝીને આપણો ઔદ્યોગિક વિકાસ રૂંધ્યો છે. એનું પરિણામ એ આવ્યું છે કે આપણું ઔદ્યોગિક માળખું હાડપીંજરની દશામાં રહ્યું છે, જેની મશીનરી સતત ભાંગતી જાય છે; આ ઘસાઈ ગયેલી મશીનરીની જગ્યાએ માત્ર નવી મશીનરી લાવવાનું ખર્ચ જ આજે કરોડો રૂપિયાનું થાય છે.

પરંતુ, મેં માગ્યાં દામ ન મળે ત્યાંસુધી બ્રિટિશો આપણા તરફ મદદનો હાથ લંબાવવા રાજી નથી. તેમનું કહેવું છે કે, ભલે તમે તમારી રાજકીય આઝાદીનો ઢોલ દુનિયામાં પીટયા કરો પરંતુ તમે આર્થિક રીતે સ્વતંત્ર નથી; એટલે એક આંતર્ગત ભાગ તરીકે તમે રહેવા તૈયાર નહિ થાવ તો પછી, મશીનોની તમારી જરૂરિયાત બીજે કયાંકથી ગોતી લો. જો તમને તમારી સ્ટર્લિંગ થાપણમાં જરા પણ રસ હોય અને એમાંથી થોડી પણ ભરપાઇ થવાની તમે આશા રાખતા હો, તો બરાબર વર્તો; ગમે તેમ પણ, અમે તો તમારી સ્ટર્લિંગ થાપણ કયારની ય દબાવી બેઠા છીએ—અને ડિસેમ્બર સુધીના પાંચ મહિનામાં અમે તમને માત્ર ૬૫૦ લાખ પૌંડ આપ્યા છે; જેમાંનો મોટો ભાગ તો અનાજ આયાત કરવા પાછળ ખર્ચાઈ ગયો છે.

આ રીતે, હિંદની આવી સાંસ્થાનિક પછાત દશાનો લાભ ઉઠાવી બ્રિટન અને અમેરિકા બેઉ હિંદ સાથે રાષ્ટ્રવિરોધી કરારો કરવા માંગે છે; અને હિંદનો મૂડીદારી વર્ગ તેમને સંતોષવા તૈયાર જ છે.

● અમેરિકા સારી યે દુનિયા પર પોતાનું વર્ચસ્વ જમાવવા બહાર પડયું છે; એટલે, હિંદને આર્થિક રીતે પોતાના હાથ નીચે લાવી શકાય અને પોતાની પ્રત્યાઘાતી આંતરરાષ્ટ્રીય ચાલબાજીમાં એને પ્યાદું બનાવી શકાય તો તે હિંદને મદદ કરવા કબૂલ થાય તેમ છે.

એટલે, હિંદની આર્થિક કટોકટીનો સવાલ, યોજનાબદ્ધ ઔદ્યોગીકરણ અને આબાદીનો પ્રશ્ન કૈં સીધો સાદો નથી. એ સવાલ, બ્રિટિશ-અમરિકી શાહીવાદ અને મિરજાફરો સમા હિંદના ઉદ્યોગપતિઓની ચાલબાજીઓનો સામનો કરીને જ ઉકેલી શકાય તેમ છે.

● પરદેશી મૂડીદારોને આપણા દેશમાં શું જોઇએ છે? તેઓ જાહેર કરે છે કે, નૂતન ઔદ્યોગિક હિંદ ઉભું કરવામાં તેઓ આપણી મદદ કરવા માગે છે; પણ વાસ્તવિક હકીકત એ નથી; આપણે આપણા દેશમાં જે લોખંડ ને પોલાદના ભારે ઉદ્યોગો, મશીનો બનાવવાનાં કારખાનાંઓ, મોટર ઉદ્યોગ વગેરે ઉભા કરવા માગીએ છીએ તેનો લાભ ઉઠાવી તેઓ આપણા દેશના અર્થતંત્ર પર પોતાની પકડ જમાવવા માગે છે.

આ માટે તેમની પહેલી શરત એ છે કે તમે "અમારા પર વિશ્વાસ રાખો." ૧૯૪૭ના ઓગસ્ટની ૨૬મી તારીખે રોટરી કલબ સમક્ષ ભાષણ કરતાં, હિંદમાંના અમરિકી એલચી ડો. હેન્રી ગ્રેડીએ જાહેર કર્યું હતું કે—

"કેટલાંક વિરોધી વર્તુલોમાં એમ મનાય છે કે અમેરિકા બીજા દેશોને નાણાંની મદદ આપી તેમના પર કાબુ જમાવવા માગે છે; આવી માન્યતા માટે કોઇ ભૂમિકા નથી."

તુરત હિંદનાં મૂડીદારો વતી મિ. ભાભા હેન્રી ગ્રેડીને જવાબ વાળે છે. તેઓ જણાવે છે કે—

"શંકા અને અવિશ્વાસનાં જાળાં બાઝયાં છે અને હજી આપણે, પરદેશી મૂડીના ગુણ–અવગુણની ખૂબ જ ગંભીરતાથી ચર્ચા ચલાવીએ છીએ. આજના સંજોગોમાં, આમાં ભારોભાર ભય સમાયેલો છે; કારણ કે, પરદેશી શોષણનું ભૂત નિરર્થક જીવતું રાખીને આપણે આપણા આર્થિક વિકાસ પર પડદો નાખીશું યા તો એને રૂંધી દઇશું."

("પ્રોગ્રેસીવ ગ્રુપ" સમક્ષ ભાષણ: મુંબઈ; જુલાઇ, ૧૯૪૭)

ડૉ. ગ્રેડી ઉપરના જ ભાષણમાં આગળ ચાલતાં જણાવે છે કે—

"અલબત્ત, તમે તમારા દેશને બહારની મૂડી વિના વિકસાવી શકો છો: પરંતુ, વધારાની મૂડી રોકી શકે એવા દેશની મદદ લો ને દેશનો વિકાસ સાધો એના કરતાં પેલામાં ઘણો વધુ સમય જશે. મારા જ દેશના મૂડીદારો વતી બોલતાં હું કહી શકું કે, તેઓ આ દેશને અને અન્ય દેશોને, જો તેમને યોગ્ય શરતો આપવામાં આવે તો, મદદ કરવા ખુશી છે; પરંતુ, પોતાની મૂડીના રોકાણ માટે ભીખ માગવા તેઓ તૈયાર નથી."

અને આ "યોગ્ય શરતો" કઈ છે?

ઓલ ઇન્ડિયા મેન્યુફેકચર્સ એસોસિએશનના ઉપપ્રમુખ મિ. સાકળચંદ શાહે,૧૯૪૭ના જુલાઇમાં પોતાના ભાષણમાં જણાવ્યું હતું કે—

"હિંદની રાષ્ટ્રીય સરકાર, આવતાં કેટલાંક વરસો દરમિયાન મોટા મોટા ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ કરશે, એવી મોટા ભાગના પરદેશી ઉદ્યોગપતિઓ અને નિષ્ણાતોના મનમાં શંકા છે. આવી શંકા માટે કદાચ કોઇ ભૂમિકા ન હોય તો યે હકીકતમાં તો એ શંકા અસ્તિત્વ ધરાવે છે જ; એટલે, એને દૂર કરવા સરકારે તત્કાલ પગલાં ભરવાં જોઈએ."

"યોગ્ય શરતો"નો શો અર્થ છે એ હવે જોઇ શકાયું હશે. અમરિકી શાહીવાદીઓ ફ્રેંચ, બ્રિટિશ અને તમામે તમામ પ્રજાઓ પાસે માગે છે કે, ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ બંધ કરો; દેશમાં હરીફાઈ માટે મોકળું મેદાન રાખો. અમરિકી અને બ્રિટિશ શાહીવાદીઓ બન્ને આ જ શરતની માગણી કરે છે અને હિંદના મૂડીદારો એ માટે તૈયાર જ છે.

તેમની બીજી શરત, સંયુક્ત જવાબદારીની એટલે કે ઉદ્યોગ પર સીધા અંકુશની છે. એ જ મિ. શાહ પોતાના ભાષણમાં કહે છે કે—

" ......નફા અને ખોટમાં ભાગીદારી તથા સંયુકત ઉદ્યોગોમાં પરદેશી ઉદ્યોગપતિઓ ને નિષ્ણાતો પર આવનારી સીધી જવાબદારી ખૂબ જ લાભદાયી નીવડશે. "

એ તો દેખીતું જ છે કે તેમની ત્રીજી શરત, નફાને ખાત્રી આપે તેવી સસ્તી મજુરી મેળવવાની છે. પરદેશી મૂડીદારો અહીં આવે છે કારણ કે, તેમને બેફામ નફા કરવા છે; અને આ તો જ બની શકે જો રોજીને નીચી રાખવામાં આવે અને કામદારો માટે સામાજિક લાભના કાયદા થતા અટકાવવામાં આવે.

હવે, સમજી શકાશે કે હિંદના ઉદ્યોગપતિઓ, રોજીનું ધોરણ ઘટાડવા આટલા બધા કેમ આતુર છે.

બ્રિટિશ–અમરિકી મૂડીદારોની છેલ્લી શરત એ છે કે, હિંદને જે મશીનરીની મદદ મળે તેના બદલામાં એણે, દુનિયાના આર્થિક ક્ષેત્રે પોતાના જૂથમાં જોડાવું તથા પોતાની સાથે ખાસ વ્યાપારી કરારો કરવા; અને એ રીતે, પોતાની જરૂરિયાત સંતોષવા હિંદે પોતાનું ભાવિ બાંધી આપવું. આ જોતાં. હવાનાની ૫૯ રાષ્ટ્રોની પરિષદમાં હિંદ જે ભાગ લઇ રહ્યું છે એ ઘણી જ ગંભીર વસ્તુ છે; કારણ કે એ પરિષદનો હેતુ સામ્રાજ્યના માલને પહેલી પસંદગી આપવાની એક નવી જ જાતની યોજના ઘડવાનો અને એ રીતે અમેરિકા તથા બ્રિટન બંને માટે હિંદના દ્વાર ખુલ્લા કરવાનો છે.

આના બદલામાં હિંદને મધ્ય પૂર્વ તથા અગ્નિ એશિયામાં બજારો મળશે. અને હિંદના મૂડીદારો આ કરારખત પર મત્તુ મારવા તૈયાર છે.

આ રીતે હિંદની પછાત સાંસ્થાનિક દશાનો લાભ ઉઠાવીને બ્રિટન અને અમેરિકા હિંદ પર એવી શરતો લાદવા માગે છે કે જે તેના સાંસ્થાનિક દરજ્જાને કાયમ રાખશે—પરિણામે ટૂંકી રોજી, ઉદ્યોગોની નીચી કક્ષા અને પછાત દશા ચાલુ રહેવાની. અને હિંદના મૂડીદારો, કેટલાક ઉદ્યોગોમાં પરદેશીઓ સાથેની ભાગીદારીના બદલામાં આ શરતો સ્વીકારવા તૈયાર છે.

આ રીતે, આર્થિક કટોકટી સામેની લડત એ હિંદની આર્થિક સ્વતંત્રતા માટેની લડત છે; એ લડત, જીવન ધોરણ ઉંચું લાવવા અને દેશમાંથી અછત દૂર કરી હિંદને આબાદીને રસ્તે વાળવા માટેની છે.

આજે ઔદ્યોગિક ક્ષેત્રમાં મૂડી અને મજુરી વચ્ચે જે સંબંધો છે એ એમ ને એમ રાખીને, ઉત્પાદનનાં સૂત્રો મૂડીદારોના હાથમાં રહેવા દઇને, ઉત્પાદન-

નાં સાધનો પરનો તેમનો સંપૂર્ણ અંકૂશ માન્ય રાખીને આ લડત આગળ વધારી શકાય તેમ નથી.

એ માર્ગ આફત, અછત અને આર્થિક પરતંત્રતાનો છે.

જનતા માટે, કામદાર-વર્ગ માટે તો બીજો જ માર્ગ—કટોકટીના ઉકેલ માટે જનતાનો રાહ અપનાવવાનો રહે છે. કારણ, એ જ માર્ગે આજની ગરીબી દૂર થશે અને ઉત્પાદનના ક્ષેત્રમાં, મૂડી ને મજુરી વચ્ચે નવા સંબંધો શોષક ને શોષિતના સંબંધો મીટાવી એક નવી જ ભૂમિકા ઉભી કરાશે; અને નાગરિકના તમામ હક્કો ભોગવતો કામદાર એમાંથી જન્મ લેશે.

૧. આ માટે તત્કાલ જરૂરી પગલું એ છે કે, "નેશનલ પ્લાનિંગ કમિટી"નાં ધ્યેયો અને સિદ્ધાંતો પોતાને માન્ય છે એવું સરકારે સાફ સાફ જાહેર કરવું જોઇએ; અને કોલસાની ખાણો, લોઢું ને પોલાદ તથા કાપડ ઉદ્યોગનું રાષ્ટ્રીયકરણ કરવા તેણે તત્કાલ પગલાં ભરવા આગળ વધવું જોઇએ.

આથી કામદાર વર્ગ તેમજ જનતામાં વિશ્વાસ જામશે અને સરકારના આશયની તેમને ખાત્રી થશે.

જે ઉદ્યોગો રાષ્ટ્રની માલિકીના બને ત્યાં, પગારનું ધોરણ તત્કાલ ઉંચું લાવવું જોઇએ અને ઓછામાં ઓછી જીવવા પૂરતી રોજી માટેના કાયદાઓ પસાર કરવા જોઈએ.

આ ઉદ્યોગોમાં થનારા નફાનો અમુક ભાગ રોજીનું ધોરણ ઉંચું લાવવામાં અને બાકીનો ભાગ નવા ઉદ્યોગો શરૂ કરવા નેશનલ ડેવલપમેન્ટ ફંડમાં જવો જોઇએ.

૨. આપણી સ્ટર્લિંગ થાપણના અમુક ભરણા પેટે, સરકારે હિંદમાંના તમામ બ્રિટિશ ઉદ્યોગોને તત્કાલ પોતાને હસ્તક લેવા જોઇએ.

આથી, સરકારના હાથમાં લગભગ ૧૫ થી ૨૦ કરોડ રૂપિયાની રકમ આવશે; જે આ પરદેશી મૂડીદારો નફો કરી કમાયા છે. આમ, આ જંગી રકમ યા તો એટલી કિંમતનો ઉત્પન્ન થયેલો માલ તેમજ ડેવેલપમેન્ડ ફંડનું નાણું, પરદેશથી મશીનરી મંગાવવા માટે ઉપયોગમાં લઇ શકાય.

૩. કામદારોને પોતાની સચ્ચાઇ બતાવી આપ્યા પછી સરકારે, કામદાર વર્ગની મદદ લઇને દરેક ઉદ્યોગ માટે ઉત્પાદનની યોજનાઓ ઘડી કાઢવી જોઇએ. ઉત્પાદનની યોજનાઓના સંબંધમાં પણ રોજી અંગે કાયદાઓ કરી હડતાળો ઘટાડવી અને કામના દિવસો બચાવવા એ હકીકત મોટામાં મોટી સહાય આપી શકે.

૪. કામદારોને કામ પરથી દૂર કરવાની મૂડીદારોની સત્તા ખતમ કરવી જોઇએ; કારખાનાંઓમાં શિસ્ત જાળવવાનું કાર્ય, કામદારોની ચૂંટાયેલી કમિટીઓ અને તેની સાથેના સરકારના પ્રતિનિધિઓના હાથમાં મૂકવું જોઇએ.

૫. રાષ્ટ્રની માલિકીના બનેલા ઉદ્યોગોમાં નફો કોઈ વ્યક્તિને ન મળવો જોઇએ. ખાનગી ઉદ્યોગોમાં નફા પર કડક અંકૂશ મૂકવો જોઇએ. રાષ્ટ્રની માલિકીના ઉદ્યોગોમાં, ઉત્પાદન પર દેખરેખ રાખવા તેમજ મૂડીદારોની ભાંગફોડનો સામનો કરવા સંયુકત કમિટીઓ રચવી જોઇએ. ભાવો નક્કી કરવાનો સવાલ પણ આ કમિટીઓને જ સોંપવો જોઇએ.

રાજ્યે ખાનગી ઉદ્યોગોના રિઝર્વ તેમજ ડેપ્રિસિએશન ફંડો ( અનામત તેમજ ઘસારા ફંડ ) તત્કાલ લઇ લેવાં જોઇએ અને જૂની મશીનરીની જગ્યાએ નવી મશીનરી લાવવામાં તેનો ઉપયોગ કરવો જોઇએ.

૬. વરસ દરમિયાન, હિંદના કોલસાનો તેમજ લોખંડનો ઉદ્યોગ વિકસાવવાની અને હિંદમાં ભારે ઉદ્યોગ (મશીનો બનાવવાનો ઉદ્યોગ) બાંધવાની યોજના ઘડી કાઢવી જોઇએ.

૭. રોજીમાં સર્વાંગી વધારો કરવા અને કેટલાક સામાજીક સલામતીનાં પગલાં અખત્યાર કરવા તત્કાલ કાયદાઓ ઘડી કાઢવા જોઇએ; અને ચાળીશ કલાકનું અઠવાડિયું દાખલ કરવાની પોતાની નેમ છે એવી સરકારે જાહેરાત કરવી જોઇએ.

જો આ પગલાંઓ ભરવામાં આવે તો કામદારો ઉત્સાહપૂર્વક ઉત્પાદન–વધારાની ઝુંબેશમાં ઝંપલાવશે.

● રાષ્ટ્રની માલિકીના ઉદ્યોગો જે ઘડીએ રોજીમાં વધારો કરશે, ઓછામાં ઓછી જીવવા પૂરતી રોજીનું ધોરણ અપનાવશે અને ઉત્પાદનમાં તોડફોડ કરવાની તેમ જ કામદારોને કામ પરથી દૂર કરવાની માલેકોની સત્તા લઇ લેવામાં આવશે કે તુરત ઉત્પાદન ઉત્તરોત્તર વધવા માંડશે. પહેલે જ વરસે ઉત્પાદન એટલી હદે વધશે કે જેને પરિણામે આજના આકાશી ભાવો નીચા આવશે.

દેશની ઉત્તરોત્તર વધતી જતી આ ઔદ્યોગિક શકિતના જોરે જ રાજ્ય મશીનો માટે બીજા દેશો સાથે મંત્રણા કરી શકશે.

બ્રિટિશ અને અમરિકી મૂડીદારો, મશીનરી માટેની આપણી ખરીદીને ખતમ કરવાના પ્રયાસો કરશે. આવા સંજોગોમાં રાજ્યે જાહેર કરવું જોઇએ કે તે પરદેશથી મશીનો મંગાવવા અને નીચેની શરતે પરદેશી મૂડીની સહાય્ય

લેવા ખુશી છે: આમાંની પહેલી શરત એ કે, આ ખરીદી માત્ર રાજ્ય મારફત થવી જોઇએ. અને કોઇપણ વ્યક્તિને એ ખરીદી માટેની રજા ન આપવી જોઇએ. બીજી એ કે, એ ખરીદી માટેની શરતો એવી હોવી જોઇએ કે જે હિંદની આર્થિક સ્વતંત્રતાને જાળવી રાખે અને જે માત્ર વ્યાપારિક શરતો જ હોય; ત્રીજી એ કે, ઉદ્યોગો પર સંયુક્ત ભાગીદારીને એમાં કયાંય સ્થાન ન હોય.

બ્રિટિશ–અમરિકી શાહીવાદીઓ આપણને મશીનો ન આપવાની ધમકીઓ આપશે. પરંતુ, હિંદી જનતાએ એથી તેમને શરણે જવાની કોઈ જરૂર નથી. દુનિયામાં કંઇ બ્રિટિશ અને અમેરિકા જ મશીનો વેચનારા દેશો નથી. સોવિયેત સંઘ અને પૂર્વ યુરોપના લોકશાહી દેશો ય મશીનો બનાવે છે. તેમનું લોકશાહી વલણ જાણીતું છે. એટલે, તેઓ આપણી સામે કોઇ રાષ્ટ્રવિરોધી શરતો રજૂ નહિ કરે એ વાત સાફ છે. આપણી સાથે આર્થિક સંબંધો બાંધવાનું એમને જરૂર ગમશે અને તેઓ આપણી થોડીક તત્કાલની જરૂરિયાત તો અવશ્ય સંતોષી શકશે. હિંદનો મૂડીદારી વર્ગ સોવિયેત યુનિયનથી ડરશે એવા ખ્યાલો પર મદાર બાંધીને શાહીવાદીઓ માને છે કે, આપણા લોકો સમાજવાદી દેશ સાથે કદિયે આર્થિક સંબંધો નહિ બાંધે.

ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ અને યોજનાબદ્ધ અર્થતંત્ર ધરાવનારા દેશ માટે સોવિયેત સંઘ અને પૂર્વ યુરોપનાં લોકશાહી રાજ્યો જેવાં બીજા ભાગ્યે જ કોઇ વધુ સારા મિત્રો હોઈ શકે; અને આપણે એનો પૂરેપૂરો લાભ ઉઠાવવો જોઇએ.

આમ, હિંદની આર્થિક કટોકટી અને તેનો ઉકેલ એ શાહીવાદી યોજના સામેની લડત છે. મહત્વના અને ભારે ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ કરી, જમીનદારી પ્રથા અને ઔદ્યોગિક ક્ષેત્રે પ્રવર્તતા આજના માલેક અને ગુલામના સંબંધો નાબૂદ કરી હિંદ પોતાની આસપાસની સાંસ્થાનિક દિવાલને તોડી નહિ નાખે તો તે પોતાની આર્થિક કટોકટી ઉકેલી શકવાનું નથી; પોતાના અર્થતંત્રને એ યોજનાબદ્ધ રીતે નહિ વિકસાવે તો એ આબાદ બની શકવાનું નથી; અને, શાહીવાદી છાવણીમાં હિંદને ઘસડી જવાના પોતાના મૂડીદારોના પ્રયાસોનો હિંદ સામનો નહિ કરે તો તે પોતાની આર્થિક સ્વતંત્રતા પામવાનું નથી.



# ૨

યુદ્ધ સમયની સ્થિતિ છોડી શાંતિના કાળ માટે ઉત્પાદન કરવાના પ્રયાસોમાં હિંદની હાલત કફોડી બની છે. હિંદના ધનપતિઓ હિંદી જનતા સામે જે ઉગ્ર લડત કરી રહ્યા છે એ હકીકત જ આના મૂળમાં રહેલી છે.

દુનિયા પર આજે જ્યારે આર્થિક કટોકટી ઝઝૂમી રહી છે ત્યારે આ આ લડત એથી ય વધુ ઝનૂની રૂપ ધારણ કરે છે. દુનિયા ભરના પૂંજીપતિઓ, પોતાનો નફો અને બજારો એમ ને એમ રાખવા—એટલે કે જનતાને ભોગે શાંતિના સમયના ઉત્પાદન પર આવવા જે મરણિયા પ્રયાસો કરી રહ્યા છે એમાંથી જ આ કટોકટી ઉભી થાય છે.

"ઉત્પાદન કરો, નહિ તો ખતમ થઇ જઇશું," "નિકાશ કરો, નહિ, તો નાશ પામશું" એ આજે હિંદી મૂડીદારોનું સૂત્ર બન્યું છે; તેમનું આ સૂત્ર પૂરવાર કરે છે કે તેઓ દુનિયાભરના મૂડીદારોના હવે ખૂબ જ સારા ચેલા બની ચૂકયા છે; અને મોટ મોટી વાતો કરી પોતાનો દાવો કેમ આગળ કરવો એ તેઓ સમજી ગયા છે.

એટલે, પરિસ્થિતિનું તેમનું મૂલ્યાંકન સ્વીકારીશું તો, જોતજોતામાં હિંદ એક એવો દેશ બનશે કે જે આર્થિક ક્ષેત્રે બ્રિટિશ—અમરિકી જૂથમાં ભળ્યો હશે; અને જેણે આર્થિક કટોકટીનો ભાર જનતાને શિરે લાદ્યો હશે.

## નફા પરથી ઉત્પાદન નક્કી થાય છે

હિંદના પૂંજીપતિઓ અને સરકાર વતી બોલનારાઓ લોકોને કહ્યા કરે છે કે દેશમાં ઉત્પાદન ઓછું છે; અને પૂરેપૂરૂં ઉત્પાદન થતું નથી. આ માટે તેઓ કામદારોને દોષિત ગણે છે અને રાષ્ટ્ર પ્રત્યેની તેમની ફરજ અંગે તેમને ભાષણો આપે છે.

પરંતુ, દેશની એકે એક વ્યક્તિને એ વાત સાફ થવી જોઇએ કે ઓગસ્ટની ૧૫ મી તારીખે નવી દિલ્હીમાં સત્તાની સોંપણી થતાં આર્થિક તંત્રમાં અને આજની સમાજ રચનાની ભૂમિકામાં કોઇ ફેરફાર થયો નથી; અને આ સમાજરચનાને ખુદ પોતાના આર્થિક કાયદા—કાનૂનો છે; તે કેટલું ઉત્પન્ન કરવું એ આંખો મીંચીને નકકી કરે છે.

એનો અર્થ એ નથી કે ઉત્પાદનની કોઇ યોજના નથી. આજની મૂડીવાદી સમાજ રચનામાં ઉત્પાદન પર ખાનગી માલિકી છે. અને ઉત્પદનનાં સાધનો પર મૂડીદારોની કુલ મુખત્યાર સત્તા છે. આવી આ મૂડીદારી સમાજ રચનાને ઉત્પાદનની પોતાની યોજના છે, જે બજારોના કાયદા પ્રમાણે ચાલે છે અને ઉત્પાદનમાં અંધાધુંધી પેદા કરે છે.

તો પછી, ઉત્પાદન કેટલું હોવું જોઇએ એ શાના પરથી નક્કી થાય છે? સમાજની ઉત્પાદન શકિતને પૂરેપૂરી કે અધૂરી કામે લગાડવાના ધોરણે ? નહિ.

● દરેકે દરેક જાણે છે કે, ઉત્પાદન કેટલું હોવું જોઇએ એ મૂડીદારોને કેટલો નફો મળે છે એના પરથી નક્કી થાય છે. મૂડીવાદી સમાજ રચનામાં ઉત્પાદનનો સંબંધ નફા અને ભાવ સાથે છે. યુદ્ધ જેવા અસાધારણ સંજોગોમાં માલેકો જ્યારે જબરા નફા કરી શકે છે અને ભાવો ખૂબ જ ઉંચા જાય છે ત્યારે ઉત્પાદનનો આંકડો એકદમ ઉંચો જાય છે.

પરંતુ, અસાધારણ સંજોગો–ખૂબ જ નફો કરી શકાય એવા સંજોગો બદલાતાંવેંત ઉત્પાદન નીચું જાય છે; જોવાની વાત તો એ છે કે અસાધારણ સંજોગોમાં જે મશીનરી હતી અને કામમાં જેટલાં માણસો હતાં તેમાં, સંજોગો બદલાવા છતાં કોઈ ફરક પડયો નથી હોતો— તોયે, ઉત્પાદન નીચું જાય છે.

ઉત્પાદન નીચું જવા માટે અનેક કારણો હોય છે. માલેકો કાં તો કારખાનાંઓ બંધ કરી દે છે અને ઉત્પાદન નીચું જાય છે; યા તો, કામદારોની રોજી ઘટાડી નાખી, રોજી વધારવાના કામદારોના પ્રયાસોનો સામનો કરી તેઓ હડતાળો થાય એવી પરિસ્થિતિ ઉભી કરે છે અને એ રીતે દેશની જે ઉત્પાદન શકિત હોય તેમાં ઘટાડો કરે છે.

એટલે, હિંદની આર્થિક કટોકટી સમજવા અને ઉત્પાદન પડી ગયું છે ને માલની તંગી ઉભી થઈ છે એવી ખૂબ જ પ્રસિધ્ધ પામેલી વાતોનું રહસ્ય ગ્રહણ કરવા નફા, ભાવ અને ઉત્પાદન વચ્ચેનો સંબંધ શું છે એ સમજવું જરૂરી છે.

હિંદનું ઉત્પાદન યુધ્ધ દરમિયાનનાં અમુક વરસોમાં તેની સર્વોચ્ચ કક્ષાએ પહોંચ્યું હતું. કારણ કે, એ વરસોમાં મૂડીદારોને બેફામ નફો મળ્યો હતો.

એ વખતે ઔદ્યોગિક માલ માટેની સરકારી માંગે, હિંદમાં પેદા થતા માલ માટે તૈયાર બજાર ઉભું કર્યું હતું. પરિણામે, હિંદમાં લોકો માટે ઔદ્યોગિક માલની અછત ઉભી થઇ હતી અને ભાવોમાં બેહદ વધારો થયો હતો. ઔદ્યોગિક માલ માટેની કાચી વસ્તુ કરતાં તૈયાર થયેલી ચીજ વસ્તુઓના ભાવોમાં ખૂબ જ

વધારો થયો હતો; તો બીજી બાજુ, કામદાર વર્ગ હજી એટલો અસ્થિર નહોતો બન્યો અને પોતાની રોજીમાં થઇ રહેલા ઘટાડા સામે લડવા હજી તેણે કમર કસી નહોતી– આવી અસાધારણ પરિસ્થિતિ હેઠળ, મૂડીદારો ઉત્પાદન વધારી શકયા હતા.

આ હકીકત સાફ સાફ બતાવી આપે છે કે, મૂડીદારોને કામદારો તથા જનતાની લૂંટ ચલાવવાની છૂટ આપવામાં આવે તો મૂડીવાદી સમાજ રચનામાં ઉત્પાદન વધી શકે અને આપણા દેશની ઉત્પાદન શક્તિને પૂરેપૂરી ખપમાં લઇ શકે.

હવે, પહેલાં તો આપણે સરકારે મૂકેલા યુધ્ધ ઓર્ડરોના આંકડાઓ જોઇએ. હિંદના સ્ટોર ડિપાર્ટમેન્ટે હિંદમાં નીચેની કિંમતના માલના ઓર્ડરો મૂકયા હતા:

| **વરસ** | **કેટલી કિંમતનો માલ ખરીદ્યો** ( હજાર રૂપિયા ) |
|---|---|
| ૧૯૩૯–૪૦ | ૨૮૭૧૪૮ |
| ૧૯૪૦–૪૧ | ૭૮૭૫૪૩ |
| ૧૯૪૧–૪૨ | ૧૯૫૯૮૫૮ |
| ૧૯૪૨–૪૩ | ૨૪૭૭૬૦૨ |
| ૧૯૪૩–૪૪ | ૧૩૩૪૦૬૩ |
| ૧૯૪૪–૪૫ | ૧૪૫૭૯૬૬ |

(બોમ્બે મિલ ઓનર્સ એસોશિએશનના અહેવાલમાંથી)

જે ઓર્ડર ૧૯૩૯–૪૦માં લગભગ ૨૮ કરોડ રૂપિયાનો હતો તે ૧૯૪૨–૪૩માં ૨૪૭ કરોડ રૂપિયાનો થઇ ગયો—આ ઓર્ડરો દ્વારા હિંદના ઉદ્યોગને આવડી મોટી મદદ મળતી હતી; હિંદના ઉદ્યોગને આવડું મોટું સ્થિર બજાર મળ્યું હતું. ૧૯૩૯ના સપ્ટેમ્બરથી માંડીને તે ૧૯૪૫ના માર્ચની ૩૧મી સુધીમાં આ ઓર્ડરો કુલ રૂપિયા ૮૩૦૪૧૮૦૫૮૮ની કિંમતના મુકાયા હતા, (સ્ટેટિસ-ટિક્સ રીલેટિંગ ટુ વોર એફર્ટ ૧૯૪૭—હિંદી સરકારનું આર્થિક ખાતું.)

લશ્કરે ૧૯૩૯માં ૫૪૦ લાખ વાર કાપડ ખરીદ્યું હતું; ૧૯૪૦માં ૨૧૧૦ લાખ વાર, ૧૯૪૧ માં ૩૭૨૦ લાખ વાર, ૧૯૪૨માં ૮૫૨૦ લાખ વાર, ૧૯૪૩માં ૬૦૧૦ લાખ વાર, ૧૯૪૪માં ૮૦૨૦ લાખ વાર અને ૧૯૪૫માં ૫૭૫૦ લાખ વાર કાપડ ખરીદ કર્યું હતું. (ઉપર પ્રમાણેનો આધાર)

૧૯૩૯–૪૦ માં સીમેન્ટની કૂલ વાર્ષિક પેદાશ ૧૭૩૩૦૦૦ ટન હતી; એમાંથી લશ્કરે ૮૭૪૦૦૦ ટન સીમેન્ટની ખરીદી કરી હતી; ૧૯૪૦માં ૧૭૨૭૦૦૦ માંથી ૧૦૩૯૦૦૦ ટન, ૧૯૪૧માં ૨૨૨૨૦૦૦ માંથી ૧૫૫૮૦૦૦ ટન,

૧૯૪૨ માં ૨૧૮૩૦૦૦માંથી ૧૯૭૦૦૦૦ ટન, ૧૯૪૩માં ૨૧૧૨૦૦૦ માંથી ૧૩૦૪૦૦૦ ટન, ૧૯૪૪માં ૨૦૪૪૦૦૦ માંથી ૧૨૬૬૦૦૦ ટન ને ૧૯૪૫માં ૨૧૫૧૦૦૦માંથી ૧૭૭૦૦૦ ટન સીમેન્ટની લશ્કરે ખરીદી કરી હતી.

( ઉપર પ્રમાણેના આધારે )

આ રીતે લશ્કરે ૧૯૪૦ માં, કૂલ પેદાશના લગભગ ૬૦ ટકા માલની ખરીદી કરી હતી; જ્યારે ૧૯૪૨માં લગભગ ૯૦ ટકા માલની ખરીદી કરી હતી.

સરકારી ઓર્ડરોને કારણે હિંદી માલ માટે ઉભા થયેલા આ વિશાળ ને સ્થિર બજાર પાછળ બેવડો લાભ હતો. એક તો એ કે, હિંદી માલ માટે બજાર તૈયાર હતું. બીજી બાજુ, સરકારી ઓર્ડરોએ લોકોના વપરાશ માટેના માલની અછત પેદા કરી હતી; જેને પરિણામે અંકૂશો છતાં યે ભાવો આકાશે પહોંચ્યા હતા અને માલેકોને જબરો નફો કરવાની તક મળી હતી.

ભાવો અને ઉત્પાદન કેટલા પ્રમાણમાં ઉંચા ગયા હતા એ જોવા કાપડનો જ દાખલો લઇએ:

| **વરસ** | **ભાવોનો આંક** | **ઉત્પાદન** ( લાખ વારમાં ) |
|---|---|---|
| ૧૯૩૯–૪૦ | ૧૦૦ | ૪૦૧૨૦ |
| ૧૯૪૧–૪૨ | ૨૫૯ | ૪૪૯૩૦ |
| ૧૯૪૨–૪૩ | ૧૫૯ | ૪૧૦૯૦ |
| ૧૯૪૩–૪૪ | ૪૪૨ | ૪૮૭૧૦ |
| ૧૯૪૪–૪૫ | ૩૧૭ | ૪૭૨૭૦ |
| ૧૯૪૫–૪૬ | ૨૭૮ | ૪૬૭૬૦ |
| ૧૯૪૬–૪૭ | ૨૬૨ | — |

લડાઇ દરમ્યાન લખલૂંટ નફા દ્વારા મૂડીદારોએ લોકોને કેવા બેફામ લૂંટયા છે તે તથા મૂડીવાદી ઉત્પાદનનું જનતાને ચૂસતું રાક્ષસી સ્વરૂપ નીચેના આંકડાઓ પરથી જોઇ શકાય છે.

| **વરસ** | **આર્થિક સલાહકારના આંક પ્રમાણે ઔદ્યોગિક નફો (૧૯૨૮ : ૧૦૦ આંક )** |
|---|---|
| ૧૯૩૯ | ૧૫૪.૬ |
| ૧૯૪૦ | ૨૨૦.૧ |
| ૧૯૪૧ | ૪૮૯.૧ |
| ૧૯૪૨ | ૭૬૦.૭ |

(રીસન્ટ સોશિયલ એન્ડ ઇકોનોમિક ટ્રેન્ડઝ ઇન ઇન્ડિયા: (૧૯૪૬)

આ ઉપરથી જોઇ શકાશે કે, ૧૯૪૨–૪૩માં કાપડનું ઉત્પાનદ, રાજકીય અસંતોષ અને હડતાળોને કારણે થોડુંક ઘટયું હતું; છતાં નફાનો આંકડો તો ખૂબ જ વધ્યો હતો—આ આંકડો ૫૦ ટકાથી યે વધ્યો હતો.

## નફો ઘટે કે તરત જ માલિકો ઉત્પાદન દાબી દે છે

૧૯૪૩ માં અંકૂશનો અમલ થયો; આ અંકૂશ જો કે હજી નામનો જ હતો તો યે ભાવો પર અંકૂશ લાવવાનો જરાક પ્રયાસ થયો કે તરત જ કાપડનું ઉત્પાદન ઘટવું શરૂ થયું—શરૂ શરૂમાં, અલબત્ત, ઉત્પાદનના સાચા આંકડાઓ સંતાડવામાં આવતા હતા કે જેથી, ઉત્પાદનનો મોટો જથ્થો કાળાંબજારમાં વેચી શકાય; નહિ તો, ત્રાકો અને શાળોમાં અસરકારક વધારો થાય ત્યારે કાપડનું ઉત્પાદન ઘટવાને કોઇ કારણ નથી.

હિંદમાં કાપડની મિલોમાં ત્રાકો અને શાળોની સંખ્યા નીચે પ્રમાણે છે—

| વરસ | ત્રાકોની સંખ્યા | શાળોની સંખ્યા |
|---|---|---|
| ૧૯૩૯ | ૧૦૦૫૯૩૭૦ | ૨૦૨૪૬૪ |
| ૧૯૪૦ | ૧૦૦૦૫૭૮૫ | ૨૦૦૦૭૬ |
| ૧૯૪૧ | ૯૯૬૧૧૭૮ | ૧૯૮૫૭૪ |
| ૧૯૪૨ | ૧૦૦૨૬૪૨૫ | ૨૦૦૧૭૦ |
| ૧૯૪૩ | ૧૦૧૩૦૫૬૮ | ૨૦૦૮૯૦ |
| ૧૯૪૪ | ૧૦૨૨૨૧૦૭ | ૨૦૧૭૬૧ |
| ૧૯૪૫ | ૧૦૨૩૮૧૩૧ | ૨૦૨૩૮૮ |
| ૧૯૪૬ | ૧૦૩૦૫૧૬૯ | ૨૦૨૮૧૪ |

(બોમ્બે મિલ ઓનર્સ એસોશિએશનના અહેવાલમાંથી)

૧૯૪૫ અને ૧૯૪૬માં મિલોમાં એક કરતાં વધુ પાળીઓ ચાલતી હતી એ જોતાં, આપણાં દેશની મિલોની ૧ કરોડ ત્રાકો લગભગ ૧ કરોડ ને ૮૫ લાખ ત્રાકો જેટલું કામ કરતી હતી; અને ૨ લાખ શાળો ૩॥ લાખ શાળો જેટલું કામ આપતી હતી.

આઠ કલાકના દિવસનો અમલ માત્ર ૧૯૪૬ના ઓગસ્ટથી જ શરૂ થયો હતો. અને તેને લીધે બહુ બહુ તો ૧૧ ટકા ઉત્પાદન ઘટે; એ છતાં ત્રાકોમાં જ્યારે ૯૦ ટકા અને શાળોમાં ૭૫ ટકા વધારો થયો હોય ત્યારે ઉત્પાદન યુદ્ધ પહેલાંના આંકડાઓથી વધુ ઘટવાને કોઇ કારણ નથી.

ઉત્પાદનનો આંકડો ઓછો બતાવવાની વાત એક બાજુ રાખીએ તો, આ ઘટ પાછળ કોઇ બીજીજ વસ્તુ રહેલી છે. કાપડ ઉત્પાદનના સાચા આંકડાઓને સંતાડવામાં આવે છે એ હકીકત તો કોઈ પણ કહી શકે તેમ છે; પરંતુ, એની સાથોસાથ એ વાત પણ એટલીજ સાચી છે કે મૂડીદારી સમાજ હેઠળના ઉત્પાદનમાંય ચઢતી પડતી આવે છે અને એનો આધાર, ભાવો તથા મૂડીદારોના નફા પર હોય છે.

એ હકીકત તો દીવા જેવી સ્પષ્ટ છે કે છેલ્લાં કેટલાંક વરસોમાં કાપડ મિલોના માલેકોએ, સ્વાર્થી હિતોથી પ્રેરાઇને આપણા દેશની ઉત્પાદન શકિતને પૂરેપૂરી ઉપયોગમાં લેવાની પોતાની અશકિત વધુ ને વધુ પૂરવાર કરી આપી છે.

તેમણે કામદારોને હડતાળો પર જવાની ફરજ પાડી છે. તેમાંના ખૂબ જ બીનકાબેલ માલેકોએ રાતપાળીઓ બંધ કરી છે; તો બીજાઓએ ઔદ્યોગિક ઝઘડાઓનો લાભ ઉઠાવી તાળાબંધીઓ જાહેર કરી છે અને કામદારોની રોજીમાં કાપ મૂકીને પોતાના નફાની ફરી એકવાર ખાત્રી થાય ત્યાં સુધી મહિનાઓના મહિનાઓ મિલો બંધ રાખી છે.

આનું પરિણામ એ આવ્યું છે કે જ્યારે લોકોને કાપડ જોઇએ છે ત્યારે, છતે કામદારોએ અને છતે કારખાનાંઓએ, મુઠ્ઠીભર મૂડીદારોને ઉત્પાદનનું ધોરણ ઉંચું ટકાવી રાખવું મુસ્કેલ લાગે છે. આનું કારણ એ છે કે, મૂડીદારોને જબરા નફા આપનારા અસાધારણ સંજોગો ઉભા થયા હતા તે ઝડપભેર અદ્રશ્ય બનતા જાય છે.

૧. જે યુદ્ધ ઓર્ડરો મળતા હતા તે બંધ થયા છે. આ રહ્યો એનો દાખલો. સરકારી પૂરવઠા ખાતાએ, યુધ્ધના પહેલા સાત મહિના દરમિયાન (૧૯૩૯ના સપ્ટેમ્બરથી ૧૯૪૦ના માર્ચ સુધી) હિંદમાંથી ૨૮ કરોડ રૂપિયાનો માલ ખરીદ્યો હતો; જ્યારે યુદ્ધ પછીના સાત મહિના દરમિયાન (૧૯૪૬ના એપ્રિલથી ઓકટોબર) માત્ર રૂ. ૧૫ કરોડનો માલ ખરીદાયો હતો.

૨. કામદારોએ આઠ કલાકનો દિવસ હાંસલ કર્યો હતો અને એ રીતે પોતાના થઇ રહેલા શોષણને મર્યાદિત બનાવ્યું હતું. આઠ કલાકના દિવસનો અમલ, પગારનું જૂનું ધોરણ એમ ને એમ રાખીને થયો હતો. આ રીતે, મૂડીદારોના નફાને જબરો ફટકો લાગ્યો હતો.

૩. કામદાર વર્ગમાં પણ ચૂપચાપ સહી લેવાને બદલે લડી લેવાની વૃત્તિ આવી હતી; મૂડીદારોને અયોગ્ય નફા કરવા દેવા હવે એ તૈયાર નહોતો. તેણે હડ-

તાળો, લવાદ કોર્ટો અને પોતાની પાસે જે કૈં બીજાં હથિયારો હતાં તે ઉઠાવીને પગાર, મોંઘવારી ભથ્થું, ચઢતે પગારે તહેવારોની રજા વગેરે માંગો બુલંદ બનાવવા માંડી હતી.

૪. યુધ્ધના શરૂ શરૂનાં વરસોમાં, મૂડીદારો બીજી રીતે ય વધારાનો નફો મેળવતા હતા. એ વખતે, રૂનો ભાવ ધીમે ધીમે અને કાપડનો ભાવ ઝડપભેર વધતો હતો. માલેકો આ તફાવતનો લાભ ઉઠાવતા હતા અને પોતાના નફામાં વધારો કરતા હતા. પરંતુ, યુધ્ધના છેલ્લા બે ત્રણ વરસોમાં આ તફાવત ઘટતો જાય છે અને એ રીતે મૂડીદારોના નફાનો એક માર્ગ બંધ થતો જાય છે. આ હકીકત નીચેના કોષ્ટક પરથી જોઇ શકાય છે—

| વરસ | કાપડના ભાવોનો આંક | રૂના ભાવોનો આંક |
|---|---|---|
| ૧૯૩૯-૪૦ | ૧૦૦ | ૧૦૦ |
| ૧૯૪૧-૪૨ | ૧૫૯ | ૧૪૩ |
| ૧૯૪૨-૪૩ | ૨૫૧ | ૧૩૯ |
| ૧૯૪૩-૪૪ | ૪૪૨ | ૨૨૮ |
| ૧૯૪૪-૪૫ | ૩૧૧ | ૧૯૧ |
| ૧૯૪૫-૪૬ | ૨૭૫ | ૧૮૪ |
| ૧૯૪૬-૪૬ | ૨૬૨ | ૨૦૦ |

કાપડના ઉત્પાદનમાં કોલસો ખૂબ અગત્યનો ભાગ ભજવે છે. આ કોલસાના ભાવ પણ કાપડ કરતાં વધુ ઝડપે વધ્યા છે. અને એ રીતે નફાનો બીજો આડકતરો માર્ગ બંધ થયો છે. આ રહ્યા કોલસાના ભાવના આંકડાઓ—

| વરસ | કોલસાના ભાવનો આંક |
|---|---|
| ૧૯૩૯ | ૧૦૦ |
| ૧૯૪૧ | ૧૦૩ |
| ૧૯૪૨ | ૧૨૮ |
| ૧૯૪૩ | ૧૭૪ |
| ૧૯૪૪ | ૨૮૨ |
| ૧૯૪૫ | ૩૦૪ |
| ૧૯૪૬ | ૨૯૪ |

આની સાથો સાથ, છેલ્લા બે વરસમાં ખાધાખોરાકીની ચીજવસ્તુઓના ભાવ પણ ભારે ઉંચા ગયા છે; એને પરિણામે કામદાર-વર્ગનું જીવન ધોરણ ઉંચું ગયું છે અને તેને પગાર-વધારા માટે લડવું પડયું છે.

૧૯૪૬ના જુન ને ૧૯૪૭ના ઓક્ટોબર વચ્ચે આર્થિક સલાહકારના આંક પ્રમાણે ખાધાખોરાકીની ચીજ વસ્તુઓનો આંક ૨૪૫.૫ માંથી ૨૮૧.૮ થયો હતો; અનાજનો આંક ૨૮૪.૦૮માંથી ૨૯૫ થયો હતો; કઠોળનો આંક ૨૯૬.૩૮ માંથી ૫૬૨ થયો હતો—અંકૂશનાબુદી એ આનું કારણ હતું; અને, અન્ય ખાધા ખોરાકીની જણસોનો આંક ૧૮૦.૭માંથી ૨૨૦ થયો હતો; જ્યારે કાપડ કે જેનો આંક જૂનમાં ૩૦૭ હતો તે ૧૯૪૭ના ઓક્ટોબરમાં ૩૨૧ થયો હતો.

આ રીતે, જબરા નફા કરવાના સીધા ને આડકતરા માર્ગો ઓછા ને ઓછા થતા જતા હતા. આનો અર્થ એ નથી કે મૂડીદારોનો નફો બંધ થયો હતો. કાયદેસર માર્ગ દ્વારા તેમજ કાળાંબજાર મારફતે મૂડીદારોને પૂરતો નફો મળી રહેતો હતો. પરંતુ, ઉત્પાદન વધારવાનો ઉત્સાહ આવે એ માટે માલેકો યુધ્ધ વખતના ભાવ ને નફો માગી રહ્યા હતા.

ખૂબ જ મોટા નફા કરવાનાં તેમનાં સ્વપ્નાંઓને કારણે જ તો અત્યારે તેમનો ઉત્સાહ ઉતરી રહ્યો છે.

ઉત્પાદન કેટલું કરવું એ જો માલેકોના નફા પરથી જ નક્કી થવાનું હોય તો કાપડનું ઉત્પાદન અવશ્ય ભાંગી પડશે એ વિષે કોઇ શક નથી. અને કાપડનું ઉત્પાદન રખે ભાંગી પડે એ ભયે જ તો માલેકો ઉત્પાદનની તંગીની બૂમ ઉઠાવી રહ્યા છે. તેઓ માને છે કે. અત્યારે તેમને જે નફો મળે છે તેટલાથી સંતોષાવું તેમને માટે શકય નથી; તેઓ જણાવે છે કે તેમને અત્યારે જે નફો મળે છે તે ઉત્પાદન જારી રાખવા તેમને પૂરેપૂરો ઉત્સાહિત કરતો નથી; એથી તેઓ આજની રોજી અને ભાવોમાં ફેરફાર કરવાની માગણી કરે છે કે જેથી તેમનો નફો વધી શકે; તેઓ નવ કલાકના દિવસની માંગ ઉઠાવે છે, તેઓ કાપડનો ભાવ વધારવાની માગણી કરે છે; તેઓ કાપડ પરથી અંકૂશ રદ કરવાની માંગ કરે છે કે જેથી ભાવોને હજીય વધુ ઉંચા લઇ જઇ શકાય અને લોકોને છડેચોક લૂંટી શકાય. આ રીતે તેઓ પોતાનો ઉત્તરોત્તર ઘટતો નફો અપટકાવવા માગે છે.

અને આ જો માન્ય ન કરવામાં આવે તો તેઓ માને છે કે ઉત્પાદન ખતમ થઇ જશે—એટલે કે, ઉત્સાહિત કરે તેવો નફો ન મળવાને કારણે મિલો બંધ થઇ જશે. હકીકતમાં, એની શરૂઆત ક્યારનીય થઇ ચૂકી છે. કોઇમ્બતુરના મિલમાલેકોએ હડતાળ પૂકારી છે. ઇન્ડસ્ટ્રિયલ ટ્રિબ્યુનલના ચુકાદા સામેના વિરોધમાં તેમણે હજારો કામદારો સામે તાળાબંધી કરી છે.

આ રીતે કાપડના ભાવો હજીય ઉંચા હોય ત્યારે મિલો બંધ થવાની

વિચિત્ર ઘટના આપણને જોવા મળે છે. કાપડના ઉત્પાદનનું શબ્દોમાં રક્ષણ કરનારાઓ મિલો બંધ કરીને પોતાની સાફ માગણી સાથે મેદાનમાં પડે છે કે, ભાવોમાં વધારો અને રોજીમાં ઘટાડો કરી અમારો નફો વધારો.

મોટી સંખ્યામાં પડતી હડતાળો અને કામદારો પર લાદવામાં આવતી તાળાબંધીઓ, નફાનું ધોરણ ઉંચું રાખવા માટેની મૂડીદારોની ઝનૂની લડતનો એક ભાગ છે. ઉત્પાદનમાં આવેલી પડતી અને અછતની બૂમરાણ ચેતવણી આપે છે કે, જો મૂડીદારોના નફાઓ અને તેમની એકહથ્થુ માલિકીનું વર્ચસ્વ ઉદ્યોગો પર ચાલુ રહેશે તો, એક પળ એવી આવશે કે જ્યારે અછતના કાળમાં આપણને ઉત્પાદન સાવ ખતમ થઇ ગયેલું જોવા મળશે.

નફા માટેની આજ લાલસાએ ઉત્પાદનને કેવી રીતે ખતમ કરી નાખ્યું છે એ હકીકત આપણને એક બીજા મહત્વના ઉદ્યોગ—કોલસાના ઉદ્યોગમાં ય જોવા મળે છે.

યુદ્ધને કારણે કોલસાના ભાવોમાં બેહદ વધારો થયો હતો જ્યારે ઉત્પાદન વધવાને બદલે હકીકતમાં ઘટયું હતું.

| વરસ | કોલસાના ભાવોનો આંક | ઉત્પાદન (ટનમાં) |
|---|---|---|
| ૧૯૩૯ | ૧૦૦ | ૨૭૭૬૯૦૦૦ |
| ૧૯૪૧ | ૧૦૩ | ૨૯૪૬૪૦૦૦ |
| ૧૯૪૨ | ૧૨૮ | ૨૯૪૩૩૦૦૦ |
| ૧૯૪૩ | ૧૭૪ | ૨૫૫૧૧૦૦૦ |
| ૧૯૪૪ | ૨૮૨ | ૨૬૧૧૭૦૦૦ |
| ૧૯૪૫ | ૩૦૪ | ૨૮૯૭૨૦૦૦ |

આંકડાઓ પરથી જોઇ શકાય છે કે, ઉંચા ભાવોની ઉ-તેજના હેઠળ ૧૯૪૨ સુધી કોલસાનું ઉત્પાદન વધ્યું હતું. પરંતુ ૧૯૪૩ માં એ એકાએક લગભગ ૧૨ ટકા ઘટયું અને ૧૯૪૪ માં યે એ નીચું જ રહ્યું. ૧૯૪૫ માં ઉત્પાદન ફરી વધ્યું અને ૧૯૪૪ ના ઉત્પાદન કરતાં લગભગ ૩૦ લાખ ટન વધુ થયું; પરંતુ એ છતાં તે ૧૯૪૧ અને ૧૯૪૨ ની કક્ષાએ તો ન જ પહોંચ્યું.

કોલસાનો ભાવ જે ૧૯૩૯ માં એક ટનના રૂ. ૩–૯–૦ હતો તે ૧૯૪૨ માં રૂ. ૪–૭–૦ અને ૧૯૪૩ માં વધીને રૂ. ૧૧–૭–૦ થયો. જ્યારે કોલસાનું ઉત્પાદન ૧૯૪૨ સુધી જ વધ્યું; અને ૧૯૪૩ માં, કોલસાનો ભાવ કલ્પનામાંય

ન આવે એવો એક ટનના રૂા. ૧૧–૭–૦ હતો તો યે તેના ઉત્પાદનમાં જબરો ઘટાડો થયો.

આનું સાફ સાફ કારણ એ હતું કે, જે મૂડીદારોએ કોલસાની ખાણોમાં બીજાની સરખામણીમાં ઓછી મૂડી રોકી હતી તેઓ થોડા સમયમાં બને તેટલો વધુ નફો મેળવવા બહાર પડયા હતા.

વધુ મશીનરી વગેરે સાધનો ખરીદવા માટે વધુ મૂડી રોકવા તેઓ તૈયાર ન હતા. કારણ કે તેમને ડર હતો કે તેથી ઉત્પાદન વધતાં ભાવો ઉતરી જશે. કેટલીક વાર તો એવું પણ માલુમ પડયું છે કે જ્યાંથી પુષ્કળ પ્રમાણમાં કોલસો નીકળી શકે એવી ખાણોમાં કામ બંધ કરી પ્રમાણમાં ઉતરતી કક્ષાની ખાણો-માંથી ખાણ–માલિકો કોલસો કઢાવતા હતા; કારણ કે હવે તો એવી હલકી ખાણોનો કોલસો પણ નફા સાથે વેચી શકાતો હતો.

આ ઉપરાંત, ખાણોની માલિકી જમીનદારોની હતી ને તેમને મોટી રોયલ્ટી અને "પાઘડી" આપવી પડતી; આ જમીનદારો નાના નાના અને આર્થિક રીતે નુકસાનકારક એવા ટુકડાઓમાં ખાણો પટ્ટે આપતા; પરિણામે, ઉત્પાદન માટે અસરકારક હોય તેવી રીતો અખત્યાર કરવી અને એ રીતે ઉત્પાદન બઢાવવું અશકય હતું.

આખરમાં, મૂડીદારોની લાલસા વૃત્તિએ ખાણોમાંથી કામદારોને હાંકી કાઢયા. ૧૯૪૩ માં કોલસાનું ઉત્પાદન કેમ ઘટયું એ સમજાવતો "કોલ કમિટી" નો અહેવાલ અનેક કારણોમાંનું એક કારણ એ ગણાવે છે કે, "કામદારોને વધુ આકર્ષે અને વધુ લાભ આપે તેવું કામ બીજે–ખાસ કરીને લશ્કરમાં મળતું હતું." (પા. ૨૧) સાદી ભાષામાં કહીએ તો આનો અર્થ એ કે કોલસાની ખાણોમાં કામ કરનારા કામદારોને, ઓછા પગાર આપવાની માલેકોની નીતિએ બીજે કામ શોધવાની ફરજ પાડી હતી; માલેકોએ કામદારોને યોગ્ય મોંઘવારી ભથ્થું આપવાનો ય ઇન્કાર કર્યો હતો.

કોલ કમિટી (૧૯૪૬), ૧૯૩૭ની કોલ માઇનિંગ કમિટીના અહેવાલમાંથી નીચેનો ફકરો ટાંકે છે:

"જો ઘોડાની 'રેસ' ની પરિભાષા વાપરીએ, તો હિંદમાં કોલસાના વેપાર માટે આ પ્રમાણે કહી શકાય: 'નફો'નો આ રેસમાં હંમેશાં પહેલો નંબર આવે છે; આ નફારૂપી ઘોડાથી ખૂબ ખૂબ પાછળ રહી ગયેલો પણ તો ય મરતાં મરતાં બીજે નંબરે આવે છે 'કામદારોની સલામતિ'નો ઘોડો. 'ઉત્પાદનની સારી રીતો'નું

પૂછો, તો કહેવાય કે હા, એ ઘોડો દોડે છે ખરો, પણ નામ પૂરતો જ કહેવાય કે તે દોડયો. 'રાષ્ટ્રીય કલ્યાણ' નામનો ઘોડો, રેસના ફીકસચરમાં જાહેર થાય છે ખરો. પણ કદીય એ દોડે એવી શકયતા હોતી નથી." (પૃષ્ઠ ૧૧૮)

લોઢાના સંબંધમાં યે આ જ વસ્તુ જોવા મળે છે.

કાચા લોઢાના ભાવ અને તેનું ઉત્પાદન નીચે પ્રમાણે હતું.

| વરસ | ભાવનો આંક | ઉત્પાદન |
|---|---|---|
| ૧૯૩૯ | ૧૦૦ | ૧૮૩૮૦૦૦ |
| ૧૯૪૧ | ૧૦૬ | ૨૦૧૫૦૦૦ |
| ૧૯૪૨ | ૧૦૬ | ૧૮૦૪૦૦૦ |
| ૧૯૪૩ | ૧૦૬ | ૧૬૮૭૦૦૦ |
| ૧૯૪૪ | ૧૧૭ | ૧૩૦૩૦૦૦ |
| ૧૯૪૫ | ૧૧૭ | ૧૪૮૯૦૦૦ |
| ૧૯૪૬ | ૧૧૭ | |

ભાવોના વધારાની ઉત્તેજના અને જબરી માંગ હેઠળ કાચા લોઢાનું ઉત્પાદન જે ૧૯૩૮–૩૯માં ૧૫૭૬૦૦૦ ટન હતું તે ૧૯૩૯–૪૦માં ૧૮૩૮૦૦૦ ટન, ૧૯૪૦–૪૧માં ૧૯૫૯૦૦૦ ટન અને ૧૯૪૧–૪૨ માં ૨૦૧૫૦૦૦ ટન થયું હતું. એ પછી, ભાવોમાં થોડોક વધારો થવા છતાં યે ઉત્પાદનમાં ઘટાડો થયો હતો. ૧૯૪૪ સુધીમાં તો એ ઉત્પાદન ૧૯૩૯–૪૦ કરતાં લગભગ ૨૦ ટકા ઘટી ગયું હતું.

ભાવોની સ્થિરતા અને તેના પરના અંકૂશને કારણે, કાચું લોઢું ઉત્પન્ન કરવામાં મૂડીદારોને જોઇતું ઉત્તેજન નહોતું મળ્યું એ તો દેખીતી જ વાત છે. એટલે, કાચા લોઢાનું ઉત્પાદન ઘટવા માટે આ જ મુખ્ય કારણ દેખાય છે; ઉપરાંત, મશીનરીનો અભાવ અને જૂની મશીનરીની જગ્યાએ નવી મશીનરી લાવવાની અશકયતા વગેરે બીજાં કારણો ય હોઇ શકે.

શણનો દાખલો લઇએ.

૧૯૪૨માં શણના ઉદ્યોગનો નફો, ૧૯૩૯ ના આંકડા કરતાં ચાર ગણો વધ્યો હતો; છતાં શણનું ઉત્પાદન તો ઉત્તરોત્તર ઘટયું હતું.

| વરસ | ભાવોનો આંક | શણનું ઉત્પાદન |
|---|---|---|
| ૧૯૩૯ | ૧૦૦ | ૧૨૭૭૦૦૦ |
| ૧૯૪૧ | ૧૭૬ | ૧૨૭૯૦૦૦ |

| | | |
|---|---|---|
| ૧૯૪૨ | ૧૭૯ | ૧૨૪૭૦૦૦ |
| ૧૯૪૩ | ૨૩૮ | ૧૦૬૮૦૦૦ |
| ૧૯૪૪ | ૨૭૦ | ૧૦૯૭૦૦૦ |
| ૧૯૪૫ | ૨૫૧ | ૧૧૧૪૦૦૦ |

ઉંચા ભાવોને કારણે થોડોક સમય ઉત્પાદન સ્થિર રહ્યું હતું; પરંતુ એ પછી ૧૯૪૧માં શણનું ઉત્પાદન જે સર્વોચ્ચ કક્ષાએ પહોંચ્યું હતું તેની સરખામણીમાં ૧૯૪૩ અને ૧૯૪૪ માં ઉત્પાદનમાં ૧૩ ટકાનો ઘટાડો થયો હતો.

આ રીતે હવે આપણે આપણી આર્થિક કટોકટીનું સર્વાંગી ચિત્ર જોવા મળે છે. ભાવોમાં ફુગાવો, ઉંચા નફા અને જબરા લડાઈના ઓર્ડરોએ પણ થોડા વખતને માટે ઉત્પાદન ઉંચું આણ્યું છે. પરંતુ, જેવું અસાધારણ સંજોગોનું બળ ઓછું થતાં અને નફો નીચે જતાં ઉત્પાદનમાં ઘટાડો થવા માંડ્યો છે; અને તે ૧૯૩૯–૪૦ના યુદ્ધ પહેલાંના ઉત્પાદનના આંકડા કરતાંયે ઓછું છે. આ છતાંયે, હકીકત એ છે કે ઉપરની બધી ચીજ વસ્તુઓની લોકોને ખૂબ જ જરૂર છે ત્યારે તેનું ઉત્પાદન પૂરતા પ્રમાણમાં થતું નથી અને આપણી ઉત્પાદન શકિતનો સંપૂર્ણ ઉપયોગ થતો નથી; કારણ કે, એથી મૂડીદારોને લાગે છે કે એમના નફાના પ્રમાણમાં ઘટાડો થશે. માલેકો સાફ સાફ કબૂલે છે કે, તેમને જરાયે ઉત્તેજન મળતું નથી; અને એથી જ તેઓ ઉત્પાદન ચાલુ રાખવાના બદલા પેટે ઉંચા ભાવો અને કામના વધુ કલાકોની માંગ ઉઠાવે છે.

જ્યારે આપણી જરૂરિયાતો સંતોષવા ઉત્પાદન અનેકઘણું વધારવાની જરૂર છે ત્યારે ઉત્પાદનનાં સાધનો પર માલિકી ધરાવતા મૂઠીભર મૂડીદારો, ઉત્પાદન નીચું પાડવાની કટોકટી ઉભી કરી રહ્યા છે.

## ઉંચા ભાવો અને સાંકડું બજાર કટોકટી ઉભી કરે છે

આપણે ઉત્પાદન પડી જવાનો પૂરેપૂરો અર્થ સમજવો જોઇએ. ઉત્પાદન પડવાનો અર્થ એ છે કે આપણા પર ગંભીર આર્થિક કટોકટી તોળાઇ રહી છે; યુદ્ધ દરમિયાન તેજીનો જમાનો ખૂબજ ટૂંકી મુદ્દતનો હતો અને એ યુદ્ધના અંત સુધી યે ચાલ્યો ન હતો. આપણું આર્થિક તંત્ર એટલું તો નબળું છે કે તેજીનો કાળ થોડોક વખત ચાલ્યા પછી અને ઉત્પાદન કંઇક પ્રમાણમાં વધ્યા કે આપણે મંદીના ખાડામાં ફસકાઇ પડયા છીએ; ત્યારે ભાવો હજીય ઉંચા

જઈ રહ્યા છે, અને જે ટૂંકો તેજીનો કાળ આવ્યો એ પણ ત્યારેજ કે જ્યારે ખૂબ મોટા નફાની ખાત્રી આપવામાં આવી હતી; તથા ઉદ્યોગોએ જબરા સરકારી ઓર્ડરો મેળવ્યા હતા.

એટલે, એક બાજુ, માલની અછત હોય ત્યારે બીજી બાજુ ઉત્પાદન ઘટે એ કોયડાને આપણે બરાબર સમજવો જોઇએ.

લોકોની ગરીબી ઉત્તરોત્તર એટલી હદે પહોંચવા પામી છે કે, આજે જે ભાવે માલ ઉત્પન્ન થાય છે એ ભાવે માલ ખરીદવાની તેમનામાં ભાગ્યે જ શકિત રહી છે. સરકારી ઓર્ડરો મળવાના બંધ થતાં, મોટા જથામાં માલ હવે ખુલ્લાં બજારોમાં ફેંકવામાં આવ્યો છે. લોકોની જરૂરિયાત જોતાં આ માલ યે પૂરતો નથી. પરંતુ, કાયદેસરનાં અને કાળાં બજારના એના ભાવો જોતાં લોકો એ ખરીદી શકે તેમ નથી.

સામાન્ય રીતે તો, માલ ન વેચાતાં અને કામદારો બેકાર બનતાં, અતિ ઉત્પાદનનું આ બધું પરિણામ છે એમ ગણાયું હોત. પરંતુ, ભાવોનો પ્રચલિત ફૂગાવો તથા અનેક લોકોની ખરીદ–શક્તિમાં થયેલો ઘટાડો એવી ભ્રમણા ઉભી કરે છે કે આ તો માત્ર અછતનું પરિણામ છે; લોકો ખરીદી શકે એટલી તેમની પૂરેપૂરી શક્તિ છે, પરંતુ ફક્ત માલ જ પૂરતા પ્રમાણમાં મળતો નથી.

હકીકતમાં, માલની આજની અછત તો, ફૂગાવાને લીધે લોકોની ઉત્તરોત્તર વધતી ગરીબીની બીજી બાજુ જ છે. યુધ્ધનાં વરસો દરમિયાન જે ફૂગાવાએ હિંદ પાસેથી લાખો રૂપિયાની કિંમતનો માલ લૂંટી લીધો હતો તે જ ફૂગાવાના કારણે હિંદના અનેક વર્ગોમાં માથા દીઠ આવકનું પ્રમાણ ફરજિયાત ઘટયું. તેણે પૈસાદારોને વધુ પૈસાદાર બનાવ્યા હતા અને ગરીબોને વધુ ગરીબ બનાવ્યા હતા. એક બાજુ, તેણે મૂડીદારોને ખૂબ જ તવંગર બનાવ્યા હતા અને ઉચ્ચ વર્ગના વેપારીઓ, ઉચ્ચ સરકારી અમલદારો તથા સુખી મધ્યમ વર્ગના લોકો જેવા બીજાં કેટલાંક પસંદગીનાં જૂથોના હાથમાં ખૂબ પૈસા મૂકયા હતા; તો બીજી બાજુ, મોટા ભાગના લોકોને તેણે ગરીબ બનાવ્યા હતા અને એ રીતે તેમની ખરીદશક્તિને મર્યાદિત બનાવી હતી.

મોટા ભાગની આ હિંદી જનતાને અછતથી સહન કરવું પડયું છે કારણકે ચાલુ ભાવોએ ખરીદવાની તેમની શક્તિ નથી; જ્યારે ઉપલા વર્ગના લોકો—તવંગરો સમૃધ્ધિની અમર્યાદ ખરીદશક્તિની ભ્રમણા ઉભી કરે છે; અને કાળાં બજાર તેમ જ ખુલ્લાં બજારમાં તેઓ જ મુખ્ય ખરીદનારા હોય છે.

વેપારીઓ અને ધંધાર્થીઓ, સટ્ટા અને કાળાં બજાર માટે મોટા જથ્થામાં માલ ખરીદવાનું ચાલુ રાખે છે; અને તે એવી આશા સાથે કે થોડા સમયમાં તેઓ એ ખતમ કરી નાખશે. જેની ખરેખરી કિંમત ઘટી રહી છે તેવાં નાણાં ઘરમાંથી કાઢી નાંખી તેઓ માલની ખરીદી કરે છે; કેમકે માલની કિંમત, ફૂગાવાને કારણે ઉત્તરોત્તર વધતી જાય છે. માલમાં નાણાં રોકવાનું તેમને સૌથી વધુ સહિસલામતી-ભર્યું લાગે છે; કારણ કે, તેની કિંમત દિન બ દિન વધતી જાય છે. કાળાં બજારના ભાવ એટલા તો લલચાવનારા હોય છે કે વેપારી પોતાના માલનો અમુક ભાગ વેચે તો યે તેને સારો એવો નફો મળી રહે છે. બધા એ વાત સારી પેઠે જાણે છે કે કાળાંબજારમાં હંમેશાં જથા-બંધ માલ પડયો છે; જે એકદમ ખલાસ થઇ જતો નથી અને છતાંય કાળાં બજાર ફૂલ્યાં ફાલ્યાં રહે છે.

પરંતુ, જો ભાવો આજની કક્ષાએ ચાલુ રહેશે તો એક વખત એવો આવશે કે જ્યારે કાળાં બજારમાં યે એની અમુક મર્યાદા આવી જશે: એ વખતે વેપારીઓ અને ધંધાર્થીઓને સમજાશે કે, કાળાં બજારનો જથો ખલાસ કરી નાખવાની તેમની આશા ફળતી નથી; અને માલની અછત છે તથા પુષ્કળ માંગ છે એવી આજની સર્વ સાધારણ માન્યતાને કારણે જે ઝડપભેર વેચાણ થઇ રહ્યું છે તેનો અંત આવ્યો છે. એ વખતે સત્ય બહાર આવશે કે આજના ચાલુ ભાવોએ તો માલનો જથો કમ નહિ પણ પુષ્કળ વધારે છે.

● અત્યારે ઘટતું જતું ઉત્પાદન કટોકટી સામે આંગળી ચીંધે છે; છતાં પણ અત્યારના ફૂગાવા અને સટ્ટાના ધુમ્મસમાં એ કટોકટી આપણને દેખાઇ શકતી નથી. ફૂગાવો વધુ પડતા ઉત્પાદનને કેવી રીતે ઢાંકે છે તે નીચેના અવતરણ પરથી સ્પષ્ટ જણાઇ આવશે:

> જેની ખરી કિંમત ઓછી થઈ ગઇ છે એવાં નાણાં—અર્થાત્ ચલણી નાણાંમાં વિશ્વાસનો અભાવ, હાથમાં જેવું રોકડ નાણું આવ્યું કે તરત જ તેને વાપરી કાઢી તેને નક્કર માલમાં જ રોકી રાખવાની વૃત્તિ, અને ચલણી નાણાંની ખરી કિંમતમાં હજી ય ઘટાડો થશે એવો સતત ભય—વગેરે કારણે માલ વેચવામાં નડતી મુશ્કેલીઓ ઓછી થઇ જાય છે; અને પરિણામે અતિ-ઉત્પાદનની શકયતા પણ ઓછી થાય છે. ”
>
> “ છતાં અમે ભાર પૂર્વક કહીએ છીએ કે અમે અતિ-ઉત્પાદનની જ શકય-તાઓ જોઇએ છે. ”
>
> “ ફૂગાવાના વાઘામાં છુપાયેલું અતિ-ઉત્પાદન—આ ઘટના આપણે અનેકવાર જોઇએ છીએ. ગામડાંમાં પડેલો માલ ખરીદવા માટેની શહેર પાસે પૂરતી, સાચી ખરીદ શકિત અર્થાત્ ગામડાંના માલના બદલામાં આપવા માટે ગામડાંને જોઇતો

એટલો માલ ન હોય તો, ફૂગાવો હોવા છતાં પણ ગામડાંમાં એકઠો થયેલો માલ વેચી શકાતો નથી. ફૂગાવા વખતે શહેરમાં પણ ન વેચાતા, અનેક જાતના માલોની અસાધારણ જમાવટ થઇ છે. આ પરિસ્થિતિનું ખાસ લક્ષણ ફક્ત એટલું જ છે કે તે માલ વેચવા માટે બજારમાં મૂકવામાં નથી આવતો. ( અર્થાત્ ન વેચી શકાય એવા માલના મોટા જથ્થાની જમાવટ તો સામાન્ય કટોકટીમાં થાય તેમ થાય જ છે; તફાવત માત્ર એટલો જ કે એ જમાવટ બજારમાં નહિ, પણ કારખાનામાં જ થાય છે. ) ખાસ લક્ષણ એ જ છે કે, ફૂગાવો, માલનો મોટો દુકાળ અને કેટલીક વાર માલનું ઓછા પ્રમાણમાં ઉત્પાદન વગેરેમાં અતિ-ઉત્પાદનનાં તત્વો ઢંકાઈ જાય છે. "

" જ્યાં સુધી ફૂગાવો અમુક જ હદમાં થાય અને ધીમે ધીમે વધે ત્યાં સુધી તે ઉત્પાદનના વિકાસને પોષે છે અને પ્રોત્સાહન આપે છે. પણ એ ફૂગાવો અમુક હદની બહાર જતાં, માલના ઉત્પાદન અને તેની વહેંચણી, તેની લેવડ અને દેવડ વગેરેની ઘટમાળ અસ્તવ્યસ્ત થવા માંડે છે; પરિણામે ઉત્પાદન અને એ જ વસ્તુના પુનઃઉત્પાદનના અનુક્રમમાં ભંગાણ પડે છે. "

( મેન્ડલસોન "મૂડીવાદી અર્થતંત્રના યુધ્ધોત્તર વિસંવાદો"
વર્લ્ડ ઇકોનોમીકસ એન્ડ વર્લ્ડ પોલીટીકસ, મોસ્કો. )

આપણી સામેની કટોકટીનું આ સાચું સ્વરૂપ છે. મૂડીદારોએ આપણી સામે એક એવી પરિસ્થિતિ ઉભી કરી છે કે જે, માલનો દુકાળ છે એવે વખતે ઉત્પાદન સંપૂર્ણપણે ખતમ કરી નાખવાનો ભય ઉભો કરે છે અને લોકો પર કપરી મુશીબતો લાદે છે—અને આ બધું એ જ કારણને લીધે કે ઉદ્યોગો પર તેમની માલિકી છે અને પોતાના ખાનગી નફા માટે તેઓ એનું સંચાલન કરવા માગે છે.

આ પ્રમાણે પરાકાષ્ટા ભણી વિકાસ પામતી કટોકટી, ઉદ્યોગોનું સત્યાનાશ વાળશે એ હકીકત ઉદ્યોગપતિઓ સારી પેઠે સમજે છે. તાતા આયર્ન એન્ડ સ્ટીલ કંપનીની વાર્ષિક સભામાં મિ. તાતાએ ભાષણ કરતાં કહ્યું હતું:

" હિંદ પર એક ગંજાવર કટોકટી ધસી આવી રહી છે. એથી લોકોને અવર્ણનીય દુઃખો સહન કરવા પડશે; એટલું જ નહિ પણ જેના પર તેની ભાવિ આબાદીનો આધાર છે એવી, આર્થિક વિકાસની મોટી યોજનાઓ હાથ ધરવાની એની શક્તિને પણ મોટો ફટકો પડશે. વર્ષોના પ્રયત્નોના અંતે એકઠી કરેલી એ શકિત આપણે ગુમાવીશું. જેનાં આવાં ભયાનક પરિણામો આવશે એવી આર્થિક કટોકટીને અટકાવવી હોય તો એ અત્યંત જરૂરી છે કે પ્રાંતિક અને વડી સરકારોએ એવાં મક્કમ અને તાત્કાલિક પગલાં લેવાં જોઇએ કે જેથી અત્યારનાં ભયભર્યાં વલણો અટકાવી શકાય; અને દેશની કૃષિક અને ઔદ્યોગિક ઉત્પાદન શકિત પુનઃ સ્થાપી શકાય."

# લોકોને ભોગે નફા વધારવાની વાત

તો પછી, ઉત્પાદન વધારવાના અને અછત દૂર કરવાના નામે મૂડીદારો કયો માર્ગ સૂચવે છે?

લોકો આજે વધુ ગરીબ બન્યા છે; બીજી બાજુ, ફુગાવાએ ઉપલા વર્ગોના લાભમાં રાષ્ટ્રીય દોલતની વહેંચણી કરી પૈસાદારોની ખરીદશક્તિ વધારી છે; ત્યારે મોટા ભાગના લોકોની ખરીદશક્તિ ઘટાડી છે. આ કારણે જ લોકોને માલનો દુકાળ વેઠવો પડે છે એ હકીકત મૂડીદારો છુપાવે છે એ પહેલી વાત.

બીજી વાત એ કે, કામદારો જાણીબૂઝીને ઉપાદન ધીમું પાડે છે એવો કામદારો પર જુઠ્ઠો આક્ષેપ મૂકી તેઓ ચવાઇને કુચ્ચો બની ગયેલી દલીલ આગળ ધરે છે કે પગારમાં વધારો કરવાથી ભાવોમાં વધારો થાય છે; અને એથી કામદાર વર્ગ સુદ્ધાં કોઇને ફાયદો થતો નથી. તેમની આ દલીલ કૈં નવી નથી. કામદારોને રોજીમાં જે કૈં વધારો મળે છે તેની સાથોસાથ ભાવોમાં વધારો થાય છે અને એ રીતે કામદારોએ મેળવેલા લાભો નકામા બની જાય છે—માટે ટ્રેડ યુનિયનો કામદારોને માટે લાભકર્તા નથી એવું બતાવવા એક વેળા આ જ દલીલનો ઉપયોગ કરવામાં આવતો હતો. ખુદ કાર્લ માર્કસને, પોતાના પુસ્તક "વેલ્યુ, પ્રાઇસ એન્ડ પ્રોફિટ"માં આ છેક જ અવૈજ્ઞાનિક, જુઠ્ઠી અને ખોટી સમજનો જવાબ આપવો પડયો હતો.

બધા જાણે છે કે, મહિનાઓ સુધી ભાવો વધ્યા પછી જ કામદારોને ખૂબ જ અપૂરતો વધારો આપવામાં આવ્યો છે; આ હકીકત છતાં રોજીમાં વધારો કરવાથી હિંદમાં ફુગાવો થાય છે એમ કહેવું એ હડહડતું જુઠ્ઠાણું છે.

ત્રીજું એ કે, મૂડીદારોને તેમના નફાનું જૂનું ધોરણ જાળવી રાખવા માટે માલના ભાવમાં વધારો કરવા દેવામાં આવે તો જ રોજી વધવાની સાથે ભાવો વધે. ભાવો શાના પરથી બંધાય છે? ભાવોમાં માત્ર કામદારોની રોજીનો જ સમાવેશ થતો નથી; એમાં મૂડીદારોના નફાનો ય સમાવેશ થાય છે. એટલે, રોજીમાં વધારો થતાં ભાવોમાં વધારો થાય તો એનો અર્થ એ કે મૂડીદારો, રોજીના વધારાનો ભાર સમાજ પર ઉતારી નાખવા માગે છે; અને એ રીતે પોતાના નફાને સલામત રાખી કામદારોને આપવા પડેલા રોજીના વધારાનો લાભ નહિવત બનાવી દેવા માગે છે. આનો ઉપાય એક જ છે–અને તે ઓછો નફો લેવાની અને ભાર લોકોને કાંધે ન ચડાવવાની મૂડીદારોને ફરજ પાડવી.

ચોથું એ કે, કામદારોને વધુ રોજી મળી છે એટલે હમણાં હમણાં ખાધા-

ખોરાકીના ભાવ ઉંચા ગયા છે એવી દલીલ કોઇ પણ કરી શકે તેમ નથી. તો પછી, ખાધા ખોરાકીની ચીજોના ભાવ કેમ ઉંચા જવા પામ્યા છે? તેનાં કારણો એ છે કે, એક તો દેશમાં અનાજની ખાધ છે; બીજી બાજુ, તમામ વધારાનું અનાજ મેળવવામાં અને, નફાની લાલસા દૂર કરી અસરકારક વહેંચણી કરવામાં નિષ્ફળતા મળી છે. આને લીધે જ અનાજના ભાવમાં તાજેતરમાં બેહદ વધારો થયો છે; અને એથી જ, કામ કરવાની પોતાની શારીરિક શકિત ટકાવી રાખવા કામદારોને વધુ રોજી માગવાની ફરજ પડી છે.

આમ, રોજી વધશે તો ભાવો વધશે એવા પ્રચાર હેઠળ મૂડીદારો જે માર્ગો સૂચવે છે તે કામદારો અને લોકો પરજ પ્રહાર કરે છે; અને પોતાને લાભ થાય પણ રાષ્ટ્રનું અર્થતંત્ર ખતરામાં મુકાય એવી રીતે કટોકટીનો ઉકેલ કરનારા એ માર્ગો છે.

નવ કલાકના દિવસની, રોજીને મર્યાદિત બનાવવાની અને તેમાં કાપ મૂકવાની ય તેઓ માગ ઉઠાવે છે; તેઓ માગણી કરે છે કે, રાષ્ટ્રીયકરણની તમામ દરખાસ્તોને પડતી મેલવી જોઇએ; તેઓ ભાવો વધારવાની અને અંકૂશ તત્કાલ દૂર કરવાની અને એ રીતે ભાવો વધારી જનતાને બીજી રીતે લૂંટવાની માંગ કરી રહ્યા છે. તેઓ એવું માને છે કે, ઉત્પાદનનો સારો એવો જથ્થો તેઓ પરદેશ વેચી મારી શકશે અને બાકીના માટે અહીં વધુ ભાવ મેળવી શકશે. સાંકડી બનતી જતી ઘરની બજારમાં વધુ નફા કરવાની જ તેમની આ યોજના છે તેઓ કામદારો સામે કડક પગલાં લેવાની, તેમની તમામ લડતોને બળથી દાબી દેવાની અને સામાજિક લાભનાં તમામ પગલાં ભરવા બંધ કરવાની માગણી કરી રહ્યા છે.

અંકૂશ દૂર કરવાની તેમની માગણી માટે, તેઓ મહાત્મા ગાંધી જેવાઓનો ટેકો મેળવી શકયા છે. આમ, અંકૂશ–નાબુદીના સવાલ પર જનતા સામે પૂંજીપતિઓનો હલ્લો દેમાર શરૂ થયો છે.

એ દેખીતું જ છે કે મૂડીદારોની ગણત્રીમાં, રાષ્ટ્રનું અર્થતંત્ર આજે જે સિધ્ધાંતો પર ઉભું છે તેનાથી જુદા જ સિદ્ધાંતોને આધારે હિંદની આબાદીની પુનર્રચના કરવાની યોજનાઓને કોઈ સ્થાન નથી. ઉલટાનું, તેઓ એના વિરોધી છે અને રાષ્ટ્રીયકરણની તમામ વાતોને પડતી મેલવાની છડેચોક માગણી ઉઠાવી રહ્યા છે. દેશનું આજનું અર્થતંત્ર એવું છે કે તમામ આર્થિક સત્તાઓ મૂડીદારોના હાથમાં છે; લોકોને ભોગે એ અર્થતંત્ર એમ ને એમ સાબુદ રાખવા તેઓ મરણિયા પ્રયાસો કરી રહ્યા છે.

એટલે, જો કટોકટીમાંથી ઉગરવા મૂડીદારોએ સૂચવેલો માર્ગ હિંદ અખત્યાર કરશે તો તેનું પરિણામ વધુ ગરીબીમાં આવશે; લોકો બેકાર બનશે; ઔદ્યોગિક

ક્ષેત્રમાં અશાંતિ પેદા થશે; મિલો બંધ પડશે અને ઉત્પાદન નીચું પડશે. હિંદે કદિ યે ન જોયેલી એવી મહાન આર્થિક આફત આમાંથી ઉભી થશે.

આ તબક્કે અંકૂશ નાબુદીની બૂમને કાન આપવો એનો અર્થ એ કે લોકોને લૂંટવામાં મૂડીદારોને મદદ કરવી. મૂડીદારો અંકૂશ નાબુદી દ્વારા શું હાંસલ કરવા માગે છે એ સવાલ પૂછતાં જ આ વસ્તુ સાફ થઈ જશે. મૂડીદારો અંકૂશ નાબુદી દ્વારા, આવક અને ખરીદ શકિતને ધોરણે માલની નવેસરથી વહેંચણી કરવા માગે છે. આનો અર્થ એ કે પૈસાદાર ને ઉપલા વર્ગના હાથમાં મલીદો આવશે; કારણ કે, બજારમાં જે ભાવો હશે તે ભાવે તેઓ ખરીદી શકશે, જ્યારે ગરીબ વર્ગને જીવનની જરૂરિયાત વિના ટળવળવું પડશે—ભાવ પર અંકૂશ ને રાશનિંગ દ્વારા તેમને અત્યારે જે મળે છે એટલુંય પછી નહિ મળે. આની સાથોં સાથ, બજારમાં પુષ્કળ માલ છે એવો ખોટો દેખાવ ઉભો કરવામાં આવશે. બજારમાં હંમેશાં પૂરતો માલ હશે; પરંતુ મોટા ભાગના લોકોને ખરીદવો પરવડી શકે એ ભાવે નહિ.

આમ, મૂડીદારો અને તેમના દલાલોએ સૂચવેલા તમામ રસ્તાઓ જનતાની બેફામ લૂંટ કરનારા, લોકોની ખરીદ શકિત પર કાપ મૂકનારા છે; અને એથી ઉત્પાદનનું જે અત્યારનું ધોરણ છે એય ટકાવવું ઘણું મુસ્કેલ બનશે. એથી તો કટોકટી બધી બાજુથી વધુ ઉગ્ર બનશે. એને પરિણામે, ઔદ્યોગિક ક્ષેત્રે યુદ્ધ જામશે; અને કામદારો તથા જનતાને દાબી દઇને જ શાંતિ સ્થાપી શકાશે.

હિંદ જો ઉત્પાદન પરની મૂડીદારોની સરમુખત્યારી ચાલુ રાખશે, નફાને પવિત્ર વસ્તુ માની તેની સામે આંગળી પણ નહિ ઉઠાવે અને રાષ્ટ્ર તેમજ જનતાની આબાદી કરતાં તેને અદકો ગણશે તો તેને ભારે કિંમત ચુકાવવી પડશે; અને પોતાના અર્થતંત્રની પુનર્રચનાની બધી વાતો છોડવી પડશે.

એટલે એ વસ્તુ સાફ છે કે મૂડીદારોએ સૂચવેલો માર્ગ ફગાવી દેવો જોઇએ; અને અગાઉ સૂચવાયેલા ધોરણે આજની કટોકટીના ઉકેલનો માર્ગ શોધવો જોઇએ.

## હિંદના મૂડીદારોની નિકાસ માટે ઝુંબેશ

પરંતુ, મૂડીદારોએ રજૂ કરેલી ગૃહનીતિ જો રાષ્ટ્ર વિરોધી અને લોકોનાં હિતોને માટે જોખમરૂપ છે, તો પરદેશ સાથેના વેપારની તેમની યોજનાઓ પણ એટલી જ ખતરનાક છે—કારણ, હિંદને આર્થિક રીતે શાહીવાદી સત્તાઓ પર આધાર રાખતું કરવાનો એમાં ભય રહેલો છે.

હિંદ સરકારના વેપાર પ્રધાન મિ. ભાભાએ જે નિકાસ કરવાની નીતિ જાહેર કરી છે અને હિંદી મૂડીદારી વર્ગની આ નિકાસ પાછળની જે લાલસા છે તે મૂડીવાદી યોજનાનો એક આંતરગત ભાગ જ છે; અને લોકોના ભોગે આ કટોકટી-માંથી ઉગરી જવાની તથા ભાવિમાં નફાની લૂંટ ચાલુ રાખવાની એની નેમ છે.

પહેલું તો એ કે, હિંદી મૂડીદારો હિંદનું બજાર સાંકડું બનતું જોઈને પોતાના ઉત્પાદન માટે નવો માર્ગ શોધવા માગે છે. જેથી કટોકટી પાર કરી શકાય અને હિંદના સાંકડા થતા બજારમાંયે જબરો નફો થઈ શકે.

ઉપરાંત, મૂડીદારોએ યુદ્ધમાંથી સારી એવી મૂડી પેદા કરી છે અને તેમને રાજ્યનું પીઠબળ છે એટલે તેઓ નિકાસ પર પોતાનું સઘળું ધ્યાન લગાવે છે; કારણ કે, હિંદમાં નવા ઉદ્યોગો શરૂ કરવાની તેમની મહાન યોજનાઓ જોતાં, તેઓ માને છે કે તેમને પરદેશમાં બજારોની જરૂર છે. ઘણા તો, એશિયામાં જપાનનું જે સ્થાન હતું તે સંભાળી લેવાની ધારણા સેવી રહ્યા છે. એથી તેઓ એશિયાની બજારો પર અને તેમાંયે ખાસ કરીને ભૂતકાળમાં જ્યાં જપાનનો ધીખતો ધંધો હતો ત્યાં લોલુપ નજર દોડાવી રહ્યા છે.

બીજું એ કે, પરદેશનાં બજારોમાં આજે પુષ્કળ પૈસો છે કારણ કે ત્યાં માલની આજે ભારે અછત છે. ઘણા દેશોમાં તેમને જે ભાવો મળશે તે હિંદ કરતાં અનેક ગણા ઉંચા હશે.

ત્રીજું એ કે, હિંદી મૂડીદારી વર્ગ જે નવાં કારખાનાં પરદેશી મૂડીદારોની ભાગીદારીમાં ખોલવા માગે છે એને માટે તેને પરદેશની આર્થિક મદદની ખૂબ જ જરૂર છે; અને આ જ કારણે તે આ બજારોને હાથ કરવા માગે છે.

બ્રિટિશ શાહીવાદીઓએ, સ્ટર્લિંગ થાપણના અમુક ભરણા પેટે અત્યાર-સુધી કોઈ પણ મશીનરી આપવાનો ઇન્કાર કર્યો છે. તેઓ હિંદી મૂડીદારી વર્ગને પરદેશ સાથેના વેપાર મારફતે પોતાની જરૂરત પૂરી પાડે એટલું પરદેશી હુંડિયા-મણ કમાઈ લેવાની ફરજ પાડે છે. અમરિકીઓએ પણ, હિંદને મશીનરી પૂરી પાડવાના સંબંધમાં કોઈ પણ જાતના કરારમાં ઉતરવાનો ઇન્કાર કર્યો છે.

આની પાછળની ચાલબાજી સ્પષ્ટ છે. હિંદે મશીનરી આયાત કરવા જે પરદેશી હુંડિયામણ કમાવું પડે તેને માટે તેણે નિકાસ કરવી જ રહી. પરંતુ, જે દેશો-માં તેણે નિકાસ કરવાની છે તે અમેરિકા અને બ્રિટનના હાથ હેઠળ છે; અને હિંદ જો બ્રિટન, અમેરિકા અને તેમના શાગીર્દોને મોટ મોટી છૂટછાટો ન આપે તો તે આ બજારોમાં નિકાસ કરીને પોતાને જોઈતું પરદેશી હુંડિયામણ કમાઈ શકે નહિ.

આ છૂટછાટોનું સ્વરૂપયે કેટલું ભયંકર હશે તે તો આપણે આગળ ઉપર જોઇશું. અહીં તો, હિંદી મૂડીદારી વર્ગની નિકાસની નીતિની જ વાત કરીએ. હિંદી સંઘના વેપાર પ્રધાન મિ. ભાભાએ હિંદી મૂડીદારી વર્ગની નિકાસ અંગેની નીતિ કેવી હશે તે, ૯મી નવેમ્બરે નવી દિલ્હીમાં એડવાઇઝરી કૌંસિલ સમક્ષના પોતે આપેલા ભાષણમાં સાફ સાફ કહી દીધું છે.

જો હિંદે જરૂરી ખાધા ખોરાકીની ચીજ વસ્તુઓ, ઓછામાં ઓછી મશીનરી, ઉદ્યોગોને માટેનો કાચો માલ તથા રોજિંદા વપરાશનો માલ આયાત કરવાનો ચાલુ રાખવો હશે તો તેને આવતાં થોડાંક વરસો દરમિયાન દર વરસે રૂ. ૧૨૫ થી ૧૫૦ કરોડ રૂપિયાનું પરદેશી હુંડિયામણ જોઇશે—આ વિચાર સાથે સર્વ સાધારણ સંમતિ હતી એવું મિ. ભાભાએ જણાવ્યું હતું.

નવાં બજારોની દરખાસ્તો અંગે જણાવતાં મિ. ભાભાએ કહ્યું હતું કે—

"નિકાસનો વેપાર આપણને વધુમાં વધુ ફળદાયી થાય એવો આપણે માટે એક જ માર્ગ છે: સરખામણીમાં સસ્તી પડે એવી ઔદ્યોગિક ચીજોનું જ ઉત્પાદન કરવા તરફ આપણું ધ્યાન દોરવું જોઇએ; એવી ચીજો કે જેમાં, યુધ્ધ પહેલાં જપાન જેવા દેશોએ એક વેળા કાબેલિયત મેળવી હતી. અને મને લાગે છે કે જો વેચાણ માટેનું વ્યવસ્થા તંત્ર આપણે કાર્યદક્ષ બનાવીએ તો જે બજારો જપાને અને કેટલેક અંશે જર્મનીએ ખાલી કર્યાં છે તેમાં પગપેસારો કરવામાં આપણને જરા યે મુશ્કેલી પડે તેમ નથી."

અને એ વાત દેખીતી જ છે કે જપાન ને જર્મનીએ ખાલી કરેલાં બજારો, બ્રિટિશ તથા અમરિકી શાહીવાદીઓ સાથે સોદો કર્યા વિના સામાન્ય રીતે મળે તેમ નથી.

મિ. ભાભાએ હિંદના ઉદ્યોગપતિઓને તત્કાલ લક્ષમાં લેવા જેવા નીચેના દેશો ગણાવ્યા હતા. (૧) અગ્નિ એશિયાના દેશોનું જૂથ–જેમાં ઇન્ડોનેશિયા, મલાયા, સિયામ અને બીજા અગ્નિ એશિયાના દેશો આવે છે; (૨) ઇજિપ્ત સમેત મધ્ય પૂર્વના દેશો; (૩) દક્ષિણ અમેરિકાના દેશો–તેમાં ય ખાસ કરીને બ્રાઝીલ અને આર્જેન્ટિના; (૪) પૂર્વ આફ્રિકાના પ્રદેશો; અને (૫) જમીન માર્ગે મધ્ય એશિયાના દેશો.

એ પછી મિ. ભાભા જાહેર કરે છે કે, પહેલી પસંદગી ફક્ત ઘરનાં બજારોને આપવી શકય નથી. સ્વાભાવિક છે, જો ઘરનાં બજારો, લોકોની ઓછામાં ઓછી જરૂરિયાત અને માલનો દૂકાળ હોવા છતાં અત્યારના ચાલુ ભાવે ખરીદી ન શકે તો, તેને પહેલી પસંદગી કેવી રીતે આપી શકાય? મિ. ભાભા જણાવે છે:

"ઘરનાં બજારો અને પરદેશનાં બજારો વચ્ચે યોગ્ય સમતુલા જાળવવી જ પડશે." આનો અર્થ એ કે, જ્યાં વધુ નફો મળે ત્યાં માલ વેચાશે–બીજા અર્થમાં, પરદેશમાં વધુ નફો મળતાં એની નિકાસ થશે.

ત્યાર પછી મિ. ભાભા હરીફાઇમાં ઉતરી શકે તેવા ભાવોની વાત કરે છે–માલના ઉત્પાદનની કિંમત ઘટાડવાના અને હરીફાઇમાં પરવડી શકે એવા ભાવોએ માલ વેચવાના બહાના હેઠળ કામદારોની રોજીમાં કાપ મૂકવા તુરતમાં જ આ દલીલ આગળ કરવામાં આવશે, એ વિષે કોઇ શક નથી. મિ. ભાભા આ સંબંધમાં જણાવે છે કે—

"અંતમાં, આપણે એ યાદ રાખવું જોઇએ કે માલનો જથો હોય યા તો તેની જાત ઉંચી હોય એથી એ માલ પરદેશની બજારોમાં વેચાતો નથી; માલ વેચવા માટે તો આપણો માલ હરીફાઇમાં પરવડી શકે તેવા ભાવે આપી શકાવો જોઇએ. હરીફાઇમાં ટકી શકે એવી રીતે આપણે નિકાસના માલનો ભાવ આણવો જોઇએ."

અંતમાં, વ્યાપાર ખાતાના પ્રધાન પરદેશી લોનની વાતો કરે છે. હિંદી મૂડીદારોનું મન કઈ દિશામાં કામ કરે છે એ એના પરથી જોવા મળે છે.

"બ્રિટિશ સરકારે આપણી સ્ટર્લિંગ થાપણ છુટી કરવાનું જે તાજેતરમાં વચન આપ્યું છે તે આપણી જરૂરિયાતોને જરાય પૂરું પડી શકે તેમ નથી; અને જો કે પૂરતા પ્રમાણની આંતરરાષ્ટ્રીય લોનની શકયતા સાવ કાઢી નખાય તેમ નથી...છતાં, પરદેશી હુંડિયામણની મુસ્કેલીઓ નિવારવા પ્રયાસ કરવો જોઇએ."

## હિંદનું આર્થિક ભાવિ ગીરો મુકાય છે

● નફા માટે લોલુપ બનીને, પરદેશી મૂડીદારો સાથે ભાગીદારીની નીતિ અખત્યાર કરીને અને નિકાસ દ્વારા કટોકટીમાંથી ઉગરી જવાના મરણિયા પ્રયાસો કરીને હિંદી મૂડીદારી વર્ગ પોતાના દેશની આર્થિક સ્વતંત્રતા વેચી મારવા તૈયાર થયો છે.

જે વ્યાપારી કરારો જીનીવામાં તૈયાર કરવામાં આવ્યા હતા અને જે અત્યારે હાવાનામાં ચર્ચાઇ રહ્યા છે તે સાફ સાફ બતાવે છે કે, હિંદને નિકાસ માટેનાં બજારો અને મશીનરી આપતાં પહેલાં અમરિકી શાહીવાદીઓ અને તેના શાગીર્દો બ્રિટિશો, કેવી ભારે કિંમત માગી રહ્યા છે. વ્યાપારના ઝઘડાઓ અટકાવવાને નામે, જીનીવા ટ્રેડ ચાર્ટર તમામ નબળાં રાષ્ટ્રો માટે આર્થિક આઝાદી, સર્વોપરિતા ને સ્વતંત્રતાની માગણી ઉઠાવે છે; અને હિંદ જેવા દેશોને

આર્થિક રીતે બ્રિટિશ–અમરિકી શાહીવાદીઓના ગુલામ બનાવી દેવા તેમનું આર્થિક જીવન સંપૂર્ણપણે પોતાના પર આધાર રાખતું કરી દેવા માગે છે.

● આ રીતે શાહીવાદીઓ ફરી એક વાર આપણા રાષ્ટ્રીય જીવન પર કાબૂ જમાવવા માગે છે અને રાજકીય પ્રત્યાઘાતીઓના હાથમાં સત્તાનાં સૂત્રો સોંપવા માગે છે—આ વસ્તુ તેમણે ગ્રીસમાં કરી છે.

આ કહેવાતો ટ્રેડ ચાર્ટર પરદેશી મૂડીદારોને છૂટો દોર આપવાની, તેમની સામે કોઈ ભેદભાવ ભર્યું વર્તન ન દાખવવાની, દેશના વતનીઓ જેવાજ તેમને ગણવાની માંગણી ઉઠાવે છે; એમાં એવી પણ માંગ કરવામાં આવી છે કે પરદેશી મૂડીદારોને ઉત્તેજન મળવું જોઇએ; દેશી માલને રક્ષણ આપવા જકાતી દિવાલો ઉભી કરવાના હક્ક પર સખ્ત અંકુશ મૂકવો જોઇએ; અને યોગ્ય બદલો આપ્યા વિના પરદેશી ઉદ્યોગો ન લઈ લેવા જોઇએ—એટલે કે, જે પરદેશી મૂડીદારના ઉદ્યોગો લઇ લેવાય તેને સંતોષ થાય એટલો બદલો મળવો જોઇએ.

દાખલા તરીકે, ૧૨ મી કલમમાં જણાવવામાં આવ્યું છે કે જો પરદેશી રોકાણનો ઉપયોગ આંતરિક મામલામાં ડખલ કરવામાં ન થાય તો, સભ્ય–દેશોને માન્ય હોય તેવા આંતરરાષ્ટ્રીય મૂડી–રોકાણ કરનારાઓને, બીજા સભ્ય દેશોના રહેવાસીઓના જેટલી જ વ્યાજબી તકો તેઓ આપશે અને અત્યારના તથા ભાવિ મૂડી રોકાણોને માટે જામીનગીરી આપશે તો આવો (દેશોનો આર્થિક) વિકાસ સરળ બનશે. એ સિદ્ધાંત સભ્ય દેશો માન્ય રાખે છે.

"એ પ્રમાણે, આ કલમમાં જે મર્યાદાઓને જરૂરી ગણી તેમનો સ્વીકાર કરવામાં આવ્યો છે તેને અનુરૂપ રહી, રોકાણની વધુમાં વધુ વિશાળ તકો અને અત્યારના તેમજ ભાવિના રોકાણને વધુમાં વધુ રક્ષણ આપવા તેઓ કબૂલ થાય છે." પરદેશી મૂડીને વધુમાં વધુ તક ને વધુમાં વધુ રક્ષણ આપવાની આ માંગથી બીજું શું વિશેષ હોઈ શકે? એ એવી માંગ છે કે એનો એકવાર સ્વીકાર કરવામાં આવતાં, તમામ પરદેશી મૂડીને આમંત્રવાની અને ખુદ પોતાના લોકો અને કામદાર વર્ગ સામે તેમના નફાનું રક્ષણ કરવાની રાષ્ટ્રની ફરજ થઈ પડશે—નહિ તો તેના પર ભેદભાવ દાખવવાનો આક્ષેપ થશે.

એ જ કલમ જણાવે છે કે કોઇ પણ સભ્ય, જો કે તે પરદેશી મૂડીદાર રાજ્ય પ્રત્યે કોઇ વફાદારી ન ધરાવતો હોય તો યે, તેના પર ખુદ પોતાના વતની કરતાં ભારે શરતો લાદી શકશે નહિ. દક્ષિણ આફ્રિકામાં જાતીય સમાનતાની માગણી કરનાર હિંદને ટેકો આપવાનો ઇન્કાર કરનાર અમરિકી શાહીવાદીઓએ

રજૂ કરેલી સમાનતાની આ માગણી કરતાં બીજું વધુ ઉધ્ધત શું હોઈ શકે? સમાનતાની આ માંગ, હકીકતમાં હિંદના મામલામાં આર્થિક દરમિયાનગીરી કરવાની અને પરદેશી મૂડીદારો સામે પગલાં લેવાના આપણા રાજ્યના હકક પર અંકૂશ મૂકવાની આ માંગ છે.

૨૭ કલમમાં લખ્યું છે કે—

"બીજા સભ્યોના વતનીઓએ જે ઉદ્યોગો, આવડત, મૂડી, કલા કે ઔદ્યોગિક જ્ઞાન પૂરાં પાડયાં હોય તેમનાં હિતો કે હકકોને જોખમકારક હોય તેવાં કોઇ પણ ગેરવ્યાજબી અને અન્યાયી પગલાં કોઇ પણ સભ્ય પોતાના પ્રદેશની અંદર લઇ શકશે નહિ."

૧૭મી કલમ સંસ્થાની વિનંતીને માન આપી, સભ્યોને સારા પ્રમાણમાં જકાત ઘટાડવા માટે મંત્રણાઓ ચલાવવાનું કહે છે.

૧૮ મી કલમ જણાવે છે કે, સભ્ય દેશોનો માલ જે બીજા દેશમાં આયાત કરવામાં આવે ત્યાં, એ જ દેશમાં પેદા થયેલા માલ ઉપર ન હોય તેવા આંતરિક કરભારથી તેને મુક્ત કરવો જોઈએ; અને પરદેશથી આવતા માલની જગ્યા લઇ શકે તેવા બીજા માલને રક્ષણ આપવા પરદેશની આયાત પર કર નહિ નાખવો જોઈએ.

આ રીતે આખો ય ચાર્ટર આ ધોરણે ઘડાયેલો છે. તેમાં રાજ્યની સ્વતંત્રતાને, તેની આર્થિક સ્વતંત્રતાને દરેક પગલે મર્યાદિત બનાવવામાં આવી છે. આપણે નિકાસ કરવી હોય ને થોડીક મશીનરી જોઇતી હોય તો બ્રિટિશ–અમરિકી શાહીવાદીઓ આપણી પાસે આ કિંમત માગે છે! આમ, નિકાસ અને મશીનરી, એ તો બ્રિટિશ-અમરિકી જૂથમાં હિંદને સપડાવી તેની આર્થિક સ્વતંત્રતા લૂંટી લેવા હિંદ આગળ ફેંકવામાં આવેલા લાલચના ટુકડા છે.

હિંદી મૂડીદારી વર્ગ તરફથી બોલનારા મિ. ભાભા, લાગે છે કે, થોડાંક સંકુચિત હિતો માટે હિંદની આર્થિક સ્વતંત્રતા વેચી મારવા તૈયાર થયા છે. ચાર્ટર અંગે મંત્રણા કરવા અત્યારે તેઓ હાવાના જઇ રહ્યા છે; એટલે હિંદી સરકાર મકકમ વલણ અખત્યાર નહિ કરે, યા તો હિંદી જનતા પોતાને આર્થિક ગુલામીમાં વેચી મારવા સામે અવાજ નહિ ઉઠાવે તો કરાર પર સહી–સિકકાઓ થઈ જશે; તથા પરદેશી શોષણખોરોના પગપેસારા માટે આપણા આર્થિક જીવનના દરવાજા ખુલ્લા બનશે; અને સમૃધ્ધ તથા આબાદ આર્થિક જીવનની તમામ આશાઓ આપણે છોડવી પડશે.

આ રીતે, હિંદના ધનિક વર્ગની ગૃહ તેમજ પરદેશ અંગેની આર્થિક નીતિ રાષ્ટ્રવિરોધી, જનતા વિરોધી અને સ્વતંત્રતા વિરોધી છે.

એટલે, આપણે જો મૂડીદારોને આર્થિક જીવનમાં ભોગવતા તેમના સર્વોપરિ સ્થાને રહેવા દઈશું, નફા પરના તેમના સંપૂર્ણ હક્કને અને આપણા આર્થિક જીવન પરની તેમની સત્તાને એમ ને એમ ચાલુ રાખીશું તો આપણું આર્થિક માળખું તૂટી પડશે; આપણી ગરીબી વધશે અને નજીવા ટુકડા માટે આપણે બ્રિટિશ-અમરિકી શાહીવાદીઓને વેચાઈ જઈશું.

જનતાની રીતે, કટોકટી સામે ઉગ્ર ઝુંબેશ ઉપાડીને આપણે આ પરિસ્થિતિ ઉભી થતી અટકાવી શકીશું. આ માટે મહત્વના ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ કરવું જોઈએ; આપણા દેશના આર્થિક જીવનમાં મહત્વને સ્થાને બેઠેલા મૂડીદારોને દૂર કરવા જોઈએ; અંકૂશ નાણુદીની અને રોજી ઘટાડવાની તમામ યોજનાઓ ખતમ કરવી જોઈએ; મૂડીદાર અને કામદાર વચ્ચેના માલેકો અને ગુલામ જેવા સંબંધોનો અંત આણવો જોઈએ; અને નફાની દાનતને ધકેલી પાડી, લોકોની જરૂરિયાતને ઉત્પાદનનો મુખ્ય દૃષ્ટિકોણ બનાવવો જોઈએ. હિંદે જો આર્થિક આપત્તિ. બેકારી અને પરદેશી મૂડીદારોની ગુલામીમાંથી ઉગરવું હોય તો તેણે આ જ માર્ગ અપનાવવો જોઈએ.



# નવી પરિસ્થિતિની સાચી સમજ

## આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિની સમસ્યાઓ

લેખક: એડવર્ડ કાર્દેલ

**આ** પુસ્તિકા બીજા વિશ્વયુદ્ધ અંતે, મૂડીવાદી–શાહીવાદી દુનિયાની રાજકીય કટોકટીનો અપૂર્વ ચિતાર આપે છે. તથા દુનિયા આખીને ઓહિયાં કરી રહેલા અમરિકી શાહીવાદના ભીષણ સ્વરૂપના ચિતાર રજૂ કરે છે. ઉપરાંત, આ પુસ્તિકામાં બ્રિટિશ શાહીવાદ વસાહતી–ગુલામ દેશોને પોતાની પકડમાં ચાલુ રાખવા કેવી જાતજાતની ચાલબાજીઓ રમી રહેલ છે તેનું તથા તેની સામે ઉભાં થયેલાં નવાં બળોનું માર્કસવાદી દૃષ્ટિએ પૃથક્કરણ આપવામાં આવ્યું છે.

આ પુસ્તિકાના લેખક યુગોસ્લાવિયાના પ્રથમ પંક્તિના કમ્યુનિસ્ટ આગેવાન છે.

---

## હિંદી પરિસ્થિતિ

લેખક: ઝુકોવ

૧૫મી ઓગસ્ટના ઐતિહાસિક દિવસે આપણને આઝાદી મળી એમ કહેવાય છે. છતાં આપણા અનેક સળગતા સવાલોનો ઉકેલ થયો નથી. તેનું કારણ શું? આનો જવાબ એશિયાઈ પરિષદમાં હાજરી આપવા હિંદ આવેલા સોવિયેત નિષ્ણાત ઝુકોવ આ પુસ્તિકામાં આપે છે. મધ્યસ્થ સરકાર, તેની નીતિ વગેરે વિષે તેમણે કરેલાં અભ્યાસપૂર્ણ વિધાનો દરેક વાંચકને આખા સવાલનો ગંભીરતાથી અને નવી દૃષ્ટિએ વિચાર કરવા પ્રેરશે.

---

## આજની આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ

લેખક: એ. ઝદાનોવ

બ્રિટન–અમેરિકાના શાહીવાદી વર્ચસ્વના કાવાદાવાઓને તથા નવી લડાઈ ઉભી કરવાના તેમના પ્રયત્નોને કામદારો, કિસાનો અને દુનિયાની શ્રમજીવી જનતા કેવી રીતે પાછી હઠાવી શકે તેની સ્પષ્ટ સમજણ આ પુસ્તકમાં છે. લેખક સોવિયેત રશિયાની કમ્યુનિસ્ટ પાર્ટીના મંત્રી અને આગેવાન છે.